# प्रतापसिंह राठोड અને रूपसुंदरी

त्रीअंकी.

## नाटक.

બનાવનાર.

ઠક્કર ત્રીકમજી વિઠલદાસ. માવાણી
ખુસ્કી જકાતના હેડકલાર્ક
તથા
ખુરેસી રેહેમાન રાયમલ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
ત્રવાડી રેવાશંકર હાઉજી. ધીના કાંટાવાળા
ભાવનગર

દોહરો

આર્ય બંધુઓ કર ધરો, લઘુ પુસ્તક આ વાર;
વાંચો વાત વિવેકથી, ઉમંગ ધરી અપાર.

અમદાવાદમાં
"એંગ્લો વર્નાક્યુલર પ્રીંટીંગ પ્રેસ" માં છાપ્યું.

આવૃતિ પેહેલી પ્રત ૧૦૦૦
સંવત ૧૯૪૬ સને ૧૮૯૦
કિંમત રૂ. ૦-૬-૦

४२८९

# प्रतापसिंह राठोड અને रूपसुंदरी

त्रीअंकी.

## नाटक.

બનાવનાર.

ઠકર ત્રીકમજી વિઠલદાસ. માવાણી

ખુસ્કી જકાતના હેડકલાર્ક

તથા

ખુરેસી રેહેમાન રાયમલ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

ત્રવાડી રેવાશંકર હાઉજી. ઘીના કાંટાવાળા

ભાવનગર

દોહરો

આર્ય બંધુઓ કર ધરો, લઘુ પૂસ્તક આ વાર;
વાંચો વાત વિવેકથી, ઉમંગ ધરી અપાર.

અમદાવાદમા
"એંગ્લો વર્નાક્યુલર પ્રીટીંગ પ્રેસ" માં છાપ્યું.
આવૃતિ પેહેલી  પ્રત ૧૦૦૦
સંવત ૧૯૪૬  સને ૧૮૯૦
કિંમત રૂ. ૦-૬-૦

આ નાટક સને ૧૮૬૭ ના ૨૫ મા આકટ પ્રમાણે સરકારમાં નોંધાવી રજીસ્ટર કરાવ્યું છે માટે બનાવનારની પરવાનગી સિવાય કોઈએ આ નાટક કે તેમાંનો કોઈપણ ભાગ છપાવવો નહીં. અગર છાપવુ નહીં તેમજ અમારી રજા સીવાય કોઈપણ નાટક કંપનીએ રંગ ભૂમી ઉપર ભજવી બતાવવો નહીં. અગર જે નાટક કંપનીને ખાસ ભજવવાની ઉમેદ હોય તેણે અમોને રૂબરૂ મળવાથી અથવા પત્રદ્વારાથી ખુલાસો આપવામાં આવશે.

**લી. ઠકર ત્રીકમજી વિઠલદાસ. માવાણી.**
ઠેકાણું ખુરકી જકાતની ઓફીસમાં અગર હીરાશેરી બાવાજી કલ્યાણદાસના ડેલામાં.

**મુ. ભાવનગર.**

# પ્રસ્તાવના.

આર્ય બંધુઓ! મારા પરમ સ્નેહી મિત્રના મધુર મુખમાંથી વારંવાર પડતા શબ્દો સ્વીકારી, મેં મારા અલ્પ જ્ઞાન પ્રમાણે આ નાટકરૂપી ગ્રંથ બનાવ્યો છે, હું વ્યાકરણ તથા પિંગળના જ્ઞાનથી અજાણ્યો હોવાથી તે માંહે કેટલીક ખામી દૃષ્ટિએ પડશે, માટે તે ભુલો માફ કરી તેનો સાર લેશો. મિત્રો હાલના સમયમાં કેટલાક માણસો ભવિષને માટે પોતાની બુદ્ધિનો પ્રભાવ નહી કરતા, બીજા માણસો જે કરે છે તે મુંગે મોઢે થવા દે છે, અગર જો કે તે સારા માટે કરે યા બુરા માટે, પણ તેનો અંતર ભેદ જાણવાને પોતે જરાયપણ તસદી લેતા નથી. ખુલી રીતે તપાસ કરવાને પોતાને અયોગ ભાસતુ હોય, તો તે બાબતનો ગુપ્ત રીતે તપાસ કરાવી તે સાર જાણવો જોઈએ. જો તે બાબતનો સાર ઘટિત માલમ પડતો હોય તો તેમાં કાંઈ અડચણ નથી, પણ જયારે તેમાં કાંઈ ગેરફાયદા કારક લાગતુ હોય તો તે વિષે આપમતિ પ્રમાણે તેનો અટકાવ કરવો જરૂરનો છે; માટે તે વિષે મેં મારી અલ્પમતિ પ્રમાણે આ નાટકરૂપી લઘુપૂસ્તક બનાવ્યું છે. તેની અંદર ગદ્ય દોષ યાપદ્યદોષ માલમ પડેતો, તે સુધારી વાંચવા તસદી લેશો, અને મને અલ્પ જ્ઞાનીને ક્ષમા કરી તેનો સાર ગ્રહણ કરવા વિંનતી કરૂ છું—

લી० ગ્રંથ

# प्रतापसिंह राठोड અને रूपसुंदरी नाटक

त्रीअंकी

## अंक पहेलो

### पात्रो

રામસિંહ..............................ચંદ્રાવતીનો રાજા
પદમાવતી..............................રાજાની રાણી
પ્રતાપસિંહ..............................રામસિંહનો પુત્ર
અમેસિંહ..............................પ્રતાપસિંહનો મિત્ર
સુમતી..............................રાજાનો પ્રધાન
નિતીચંદ.............................. ન્યયાધીસ.
સામતસિંહ..............................સેન્યાધિપતી
ચતુરી..............................દાશી
વિદૂષક..............................મશ્કરો
દયાનંદ..............................રતનપુરથી આવેલો બ્રાહ્મણ
તે સીવાઈ કલાવંતી–રાક્ષસ–રાક્ષસણી–કમાક્ષ–પ્રતિહાર વીગેરે.



# प्रतापसिंहराठोड અને रूपसुंदरी
# नाटक.

---

**સર્વે પાત્રો—** (શ્રી જગતનાપતી-એ રાગ.)

દેવિ સરસ્વતિ, કર કરૂણા અતિ;
અજ્ઞાન બાળકોને, દે તું નિર્મળામતિ. ટેક.
વ્યાસ વાલમિક બ્રાહ્મા આદી, રૂષિઓ એ અપાર;
પરંમ સહાયતા તારી પામી, ભર્યા પૂસ્તક ભંડાર. દેવિ.
લખી મનુસ્મૃતિ મહર્ષિ, મનુએ લઈ તત્વ;
જેની જીભ્યાએ તું વશી જઈ, અમર રહ્યું સત્વ. દેવિ.
જેણે તને સેવી તેની, થઈ સારી ગતી;
એવો છે મહીમા તારો, હું શું વર્ણવું સતી. દેવિ.
અંધ પંગુ નિર્ધન નબળાને, છે તારો આધાર;
સહાયતા સર્વેને આપો, લઈ ઉર દયા અપાર. દેવિ.
દેવિ દયાળુ છે તું મોટી, સર્વ જગ્યો વાસ;
આધાર મારે નહી અન્યનો તુજ, દર્શનની આશ. દેવિ.
સર્વે પાત્રો સાથે મળીને, નમીએ વારંવાર;
કષ્ટ અમારા દૂર કરીને, સુખ આપો અપાર. દેવિ.

---

# अंक पेहेलो.

---

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—રામસિંહની કચેરી.

### સૂમતી—નિતીચંદ—સામતસિંહ.

**પ્રધાન**—(ન્યાયધિશ પ્રત્યે) કેમ મારા પ્યારા ન્યાયધિસા આપણા રાજ્યમાં ન્યાય બ્યાજબી રીતે કરવો, અને રૈયતને જરા દુઃખ થવા દેવું નહી.

**ન્યાયધિશ**—આપણા રાજ્યમાં ન્યાય વાજબીને બરોબર થાય છે, તથા વાઘને બકરી એકજ કીનારે પાણી પીએ છે, તેમજ તવંગર અને ગરીબ એક સરખે વર્તવામાં આવે છે.

**પ્રધાન**—શાબાશ! શાબાશ! તેજ પ્રમાણે વર્તવું. (વિદૂષક આવે છે).

**વિદૂષક**—અલ્યા પ્રતિહારા અફીણની લેહેરમાં ઝોકું ખાસકે? મારા નામની છડી કેમ પોકારતો નથી?

**પ્રતિહાર**—તારી છડી પોકાર્યા વીના કેમ ચાલે, તારી મેળે તું છડી પોકાર.

**વિદૂષક**—(હરામખોર) તું મારૂં કામ નથી કરતો, પણ જો જે મહારાજ પધારે ત્યારે તુંને મથુરાનો પેંડો અપાવું.

**સેનાધીપતિ**—આવતા વેંતજ જણાયો. બેશી રહે છાનોમાનો? નહીતો કાંઈ કેહેવું પડશે.

**વિદૂષક**—છાનોમાનો બેશીશ, ત્યારે તુંને ગમીશ નહી. પ્રધાન પ્રત્યે) કેમ પ્રધાનજી! આપને ગમત કરાવે એવો કોણ છે? હાલ આપને પણ સુંઠનો સ્વાદ દેખાડું, પણ આપની મુને ગરજ છે.

**પ્રધાન**—શું મારી ગરજ છે? બોલ જલદીથી?

**વિદૂષક**—બોલુ? કાન રાખજો કાનમાં, મોહુ રાખજો મોમાં, (પેટ ઉપર હાથ ફેરવીને) આ પેટ સારૂ તમારો ઓશીયાળો થવું પડે છે, કેમ જે આપ પગારની ચીઠી કરો છો, ત્યારે પેલો ટેટો અપીણી ખજાનચી ચીઠી સ્વીકારે છે, ત્યારે પગાર મળે, નીકર ભુખે મરવું પડે. તમારી પેઠે છે, જે હુંમ હામ તરફથી કાંઈ આવી મળશે. આ મરમ વચન કાંઈ સમજ્યા? "પાટલા ઉપર ધુડ, તમારૂ પણ આવી બન્યું છે, તે ઈયાદ રાખજો, હું ચેતાવું છું (પોતાના ગાલ ઉપર તમાચો મારીને કહે છે) ચુપ! માહારાજ સાહેબ કચેરીગાં પધારે છે.

**પ્રતિહાર**—અન્નદાતા! માનવંતા! ચંદ્રાવતીના મહારાજા ધીરાજા! રામસિંહને ઘણી ખમા નજર રખો મેહેરબાના! (રાજા પધારે છે).

**રામસિંહ**—(પ્રધાન પ્રત્યે) કેમ પ્રધાનજી! તમો લશ્કર સહીત દૂષ્ટ બલવાખોરોને પકડવા ગયા

હતા તેનું શું કરી આવ્યા?

**પ્રધાન**—મહારાજ ધીરાજ! આપના પ્રતાપે કરી જય મેળવી આવ્યા છીએ ને કેદીઓને પકડીને વાજબી ઈનસાફ કરી ન્યાય મુજબ કેદની સજા કરવામાં આવી છે.

**રામસિંહ**—શાબાશ! શાબાશ! મારા શાણા પ્રધાનજી!તે દૂષ્ટ લોકોને તેવીજ સજા કરવી, કેમ જે ફરીથી કોઈ દિવસ વટેમાર્ગુંને લૂંટે નહી. ને તે જગોએ પક્કો બંદોબસ્ત રાખવો કે કાંઈ ને દુખ થાય નહીં હાલ રૈયતકેવી રીતે વરતે છે? તે સાંભળવા આતુર થયો છું

**પ્રધાન**—માહારાજ! સરવણ કરો?

**(હે ચાંપરાજ હે ચાંપરાજ એ રાગ.)**

સુણો મહારાજ, (૨) છે ઇંદ્ર સરીખું રાજ,
આપ તણે પ્રતાપથી, સહુ રહે છે સુખસાંજ;
હરીચંદ્ર સમ, (૨) છો સત્યવાદી તમે ભૂપ,
આબાદી રાજ અતીસે દીસેછે, અમૃત ભરીયો કુંપ.
વરૂ વાંઘ બરૂ, (૨) એક આરે પીએ નીર,
પશું પ્રાણી મનુષ્યને, છે નીશદીન લીલા લેર;
વળી નગ્રે નીત્ય, (૨) પડે ચરચાકાજ ફરો છો.
સુખી દુઃખી કોણ વસે છે, ઉરમાં એવું લહો છો,
નથી આમ મહી, (૨) દૂષ્ટ કેરો પ્રવેશ;

પુન્યવંત છો પ્રતાપી, શું ઉચરૂં વિશેષ.

**રામસિંહ**—(સેનાધીપતી પ્રત્યે) કેમ સેનાધિપતિ! સેન્યા- વિષે તપાસતો બરોબર રાખો છો કે? જરાયપણ ગફ્લતમાં રહેવું નહી?

**સેનાધિપતિ**—અંનદાતા! આપ પ્રતાપે તેવિષે કાંઈ કસુર રાખતો નથી.

**પ્રતિહાર**—માહારાજ ધીરાજ! કલાવંતી આવવા હુકમ માગે છે.

**રામસિંહ**—ખુશીથી આવવા દીઓ. (કલાવંતી આવેછે.)

**વિદૂષક**—જુવો? આ વળી નવો ઠમકો આવ્યો સાંભળો? ને તગારા કાન પવીત્ર કરો? જોઈ આ છબી કેવી રૂપાળી છે? આંધળો દેખે કે ઊંધો પાટ પડે. વાહ વાહ!! શી કાંતી છે! જાણે વિજળીનો ઝબકો!!!

( કલાવંતી રાજાને નમન કરીને ગાય છે. )

(રાગ મેવાડો.)

દીપો દીપો અવિચળ તાજરે, રાજા અમર તપો આરાજ;
સકળ સૃષ્ટિમાં ધીરાજી આપ, અચળ રહે આ તાજ. ટેક
માહારાજા તમે દીસોછો, નિતી તણાં ભંડાર;
તુજ નગરી અનુપમ શોભે, પ્રજા પાલણ હારરે. રાજા
આપ તણી આરતી મેં તો, સુણી દેશો દેશ;
અખંડ રહે આ રાજ રાજા, દુઃખ નથી કંઈ લેશરે. રાજા

**રામસિંહ**—પ્રધાનજી ! આ કલાવંતીને કહો જે બીજુ કાંઈ ગાય.

**પ્રધાન**—અરે ! કલાવંતીઓ તમારા ગાયનથી માહારાજને બહુ હર્ષ ઉપજ્યો. તેથી એવું એક બીજુ ગાયન ગાઓ ? કે તમારા ભાગ્યનો ઉદય થાય.

( રાગ કેરબો )

જોઈ આનંદ પામી હુ, રાજા આપ છબી;
રાજા આપ છબી, નીરખી આપ છબી.— ટેક.
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ, દુઃખ તણાં હરનાર,
ઇંદ્રસમ ભૂવન દેખી, મોહ પામી અપાર. જોઈ.
ઘણાં રાજ મેં નજરે જોયાં, નહીં તુજ સમો કોય;
આપ સામો જંન જે થાય, તે જાય લજા ખોઈ. જોઈ.

**રામસિંહ**—પ્રધાનજી ! આ કલાવંતીએ બે હદ ગાયનથી મારૂ દીલ ખુશ કર્યુ છે, તેથી તેને એક હજાર સોના મોહોર અને જરીયંનની સાડી આપો ?

**પ્રધાન**—પ્રતિહાર? ખજાનચીને કહો જે આ કલાવંતીને એક હજાર સોના મોહોર અને જરીયનની સાડી આપો એવો માહારાજનો હુકમ છે.

**રામસિંહ**—હાલ વખત ઘણો થયો છે તેથી કચેરી બરખાસ્ત કરો ?

**પ્રતિહાર**—અંનદાતા ! માનવંતા ! માહારાજ ધીરાજને ઘણી ખમા ! ! નજર રખો મેહરબાન ! ( કચેરી બરખાસ્ત થાય છે )

# પ્રવેશ ૨ જો.

## સ્થળ—પદમાવતીનો રાજમેહેલ.

### પદમાવતી-દાશી-પછીથી રામસિંહ.

**પદમાવતી**—દાશી! માહારાજ સાહેબ પધારે ત્યારે પ્રતાપ કુંવરના વેવીશાળ વિષે વાત કરવી છે, કેમ જે કુંવર હવે યોગ ઊંમરનો થયો છે, અને યુવાન પણ જોવામાં આવે છે.

**દાશી**—બાઈ સાહેબ! આપની વાતને હું અનુસરતી છું, આપ કહો છો તેજ પ્રમાણે ઊમરમાં પણ મોટા લાગે છે.

(નેપથ્યમાં) નજર રખો મેહરબાન! મહારાજ ધીરાજને ઘણી ખમા! બાઈ સાહેબ મહારાજ પધાર્યા.

(પદમાવતી રાજાને નમન કરીને કહે છે).

**પદમાવતી**—પ્રાણનાથ! આજે મારા મનમાં વિચાર ઉપજ્યો કે કુંવરનું વેવીશાળ થાય તો સારૂ તેથી આપની રાહ જોઈને આ દાશી સાથે વાત કરતી હતી એટલામાં આપ પધાર્યા.

**રામસિંહ**—પ્યારી! મારો પણ એજ વીચાર છે, કેમજે કુંવર હવે વિધાભ્યાસથી ઘણો હુશીયાર અને ચતુર થયો છે, તેથી એના યોગ વેવીશાળ થાય તો ઘણું સારૂ. પ્રીયા હાલ કચેરીનો સમય થયો છે

તેથી વધારે વાર નહીં બેસતાં હું રજા લઉ છું.

(જાય છે)

**પદમાવતી**—દાશી સ્નાનગ્રહમાં જઈ પાણી મુંક, મારે વેણી ગુંથન કરવું છે.

**દાશી**—બાઈ સાહેબા પધારો સર્વે તૈયાર છે.

( તે જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—કચેરી.

**વિદૂષક**—(સૌની સામું જોઈને) આજે કાંઈ કચેરીમાં નવા જુનુ થવાનું છે. ગોળ! નીકર ખોળ! જે થાય તે ખરૂ!! ત્રીલોકનો નાથ જાણે શું થશે!!!

**પ્રધાન**—વળી નવા જુનુ શું થવાનું છે? કંઈ સાંભળ્યું હોય તો કહી દે ??

**વિદૂષક**—હમણાં કેવાય નહીં. વાજતે ગાજતે માંડવે આવશે, ત્યારે જોશો.

**પ્રતિહાર**—પૂન્ય પ્રતાપી મહારાજા, ચંદ્રાવતીના ભૂપ રામસિંહને ઘણી ખમા!!! નજર રખો મેહેરબાન!!!

( સભાજન રાજાને સલામ કરીને બેશે છે. )

**પ્રતિહાર**—(પ્રવેશકરી) માહારાજ ધીરાજા! કોઈ દૂર દેશથી વિપ્ર આપની કચેરીમાં આવવા માગે છે.

**રામસિંહ**—ખુશીથી આવવા દીઓ?

( દયાનંદ આશીરવાદ ભણતો આવે છે )

**તોટકછંદ**

ચંદ્રાવતીના નાથ પ્રતાપ લહી;
સુખ શાંતિ રહો દિનની સમહી;
શશિતૂલ્ય પ્રકાશિત રાજ કરો,
ચિત આનંદ ઓધ મહિ ઉચરો.
સતકોટિ જિવો સુભ ધારિ ગતી,
અતિ ન્યાય કરો ધરિ સુદ્ધમતી;
ભવસીંધુ તરો સુખ નાવ મહી,
પરિ પુરણ પુત્રનું સુખ લહી.
જશ કિરતિ તણો કર કોટ ધરે,
વસુધા પર નામ તપે અમરે;
વિપ્ર એટલી આશિશ દે મુખથી,
નૃપ પત્ર સ્વિકારિ લીઓ સુખથી.

**રામસિંહ**—વિપ્ર શા કારણથી અત્રે પધારવું થયું?

**દયાનંદ**—માહારાજ આપનો જય થાઓ! હુ રત્નપુરથી અત્રે એક પત્ર લઈને આવ્યો છું.

( કાગળ મહારાજને આપે છે )

**રામસિંહ**—( પત્રલઈને ) પ્રધાનજી આ કાગળ વાંચો શું લખે છે?

**પ્રધાન**—( કાગળ વાંચે છે અને સર્વે સાંભળે છે.)

**ગુરૂ ગોવિંદના મહીનાનો રાગ.**

સ્વસ્તિ શ્રી ચંદ્રાવતી, ભૂપ જાણુરે;
છો ચૌદ વિદ્યા ગુણ જાણ, એવું પ્રમાણુંરે.
લખીતંગ રત્નપુરથી, રત્નસેન રાજારે;
પત્રે વિદીત કરૂં છું પ્રણામ, વાંચશો જાજારે.
છે તમ તણું સુભરાજ, ભરેલું નીતીરે;
સુણી અન્ય જણુની પાસ, હરખ્યું મન અતીરે.
વિનંતી મારી આપ, નજરમાં લેશોરે;
મુજ શબ્દ ગ્રહી મહારાજ, ઉરે ધરશોરે:
મમ પુત્રીની સંગાથ, કુવર વેવી શાળ રે;
કરવા અતિશે ઉમંગ, જાણો ભૂપાળરે.

**રામસિંહ**—[સાંભળી રહ્યા પછી) મારા સાંભળવામાં પણ આવ્યું છે કે તે રાજાની પુત્રી ઘણી ડાઈ અને રૂપાળી છે, તેથી આપણાં પ્રતાપસિંહનું વેવીશાળ ત્યાં કરશું કેમા?

**પ્રધાન**—બહુ સારૂ? જેવી ભૂપની મરજી કુંવર હવે મોટા લાગે છે, તેથી આપની ધ્યાન પોંહોંચે તો કરો!

**પ્રતાપસિંહ**—(પ્રધાન પ્રત્યે) પ્રધાનજી તે વાત કબુલ કરશો નહી? કેમ જે મારૂ વેવીશાળ ત્યાં કરવાનો વીચાર; મુદલ નથી, અને મારી મરજી ઉપરાંત કરશો તો રદ થશે, કેમ જે પિતાજીની હવે વૃદ્ધ અવસ્થા થવા આવી તેથી મત ઠેકાણે ન હોય.

**રામસિંહ**—કેમ પ્રધાનજી! કુંવર શું કહે છે?

**પ્રધાન**—આપ જે વેવીશાળની વાત કરો છો, તે કુંવર ના પાડે છે, અને કહે છે જે મારી મરજી ઉપરાંત કરશો તો રદ થશે.

**રામસિંહ**—અરે દૂષ્ટ કચેરીની વચે બોલતો શરમાતો નથી? ધીક્કાર છે! તારા જીવતરમાં! (સેનાધીપતીપ્રત્યે) સેનાધીપતી કુંવરને એકદમ પકડો?

(પ્રતાપસિંહને પકડે છે ત્યારે કહે છે)

**(રાગ ક્ષત્રી કલંકનો.)**

સુણો અર્જ પીતાજી પ્રતાપ, એ કન્યા મારે યોગ નહી રે;
સુણી વાત થયો છે સંતાશ, એ કન્યા.
તમે એ શું કરો છો ઉચાર; એ કન્યા.
વેશીશાળ કરવા નીરધાર, એ કન્યા.
વણુ તપાસે કરો નહી વાત. એ કન્યા.
થશે પાછળથી ઉતપાત, એ કન્યા.
છો બુદ્ધિ તણા સરદાર; એ કન્યા.
વળી ડાહાપણના ભંડાર, એ કન્યા.
ક્યાં ગયો તમારો સુવિચાર. એ કન્યા.
આવા શુભ કામની વાર, એ કન્યા.
નથી યોગ હું તમારી પાસ; એ કન્યા.
કરવા વચન તણો પ્રકાશ, એ કન્યા.
મમ અર્જ લઈ ઉરમાંય. એ કન્યા.
મુંજ યોગ નહી એ કન્યાય, એ કન્યા.

**રામસિંહ**—સેનાધીપતી? આ હરામખોરને જે ઘણા વરસથી અવાવરૂં અંધારીઓ કીલ્લો છે, ત્યાં કેદ કરો??

**સેનાપતી**—જેવી આજ્ઞા મહારાજા!! (પ્રતાપસિંહને લઈ જઈને કેદ કરે છે).

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—અંધારીઓ કીલ્લો.

**પ્રતાપસિંહ**—અરેરે! પરમેશ્વરાં!! હું રાજ્ય બીના પણ આવા હાલ!!! પણ કાંઈ ફીકર નહી! કેમ જે મોટા મોટા રાજાઓને પણ દુઃખ પડે છે, તો મુંને દુઃખ પડે એમાં નવાઈ શી!! (એક વાવ પર નજર પડવાથી) વાહ વાહ! શું ગંજાવર વાવછે! આ ઘણા હર્ષથી અવાવરૂ હોય એમ છે. (એમ કહી નીદ્રા દૈવીને સ્વાધીન થાય છે અને મધ્ય રાત્રીને સમયે એક રાક્ષણી વાવની અંદરથી બાહાર નીકળે છે તે પ્રતાપસિંહને જોઈને મોહી જાય છે અને તેની પાશે જઈને ઘણા હેતથી ચુંબન કરે કરે છે ને કહે છે.)

**રાક્ષણી**—આહાહા! હું જાણુંછું, કે દેવતા લોકો સ્વરૂપ હશો પણ રૂપ તો માનવીમાંજ રહ્યું છે ના!!

(એટલુ કહીને જાય છે.)

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—રાક્ષસનું ઘર.

**રાક્ષસ**—વિચાર કરે છે) હું નંદાપુર શેહેરમાં એક રાજ- મેહેલમા કુંવરીને જોઈને ઘણો ખુશી થયો છું. આહાહા! તેના જેવી રૂપાળી આ દુનીયામાં કોઈ નહી હોય! પ્રમેશ્વરે શું એની કાંન્તી કરી છે!!

**(લુલા ભુતની ભવાઈ એ રાગ.)**

એલી આવરે તું આઈ, (૨)
નંદાપુરમાં મેં કુંવરીરે જોઈ. ટેક.
તેવું રૂપ નથી કયાંઈ, (૨)
જોઈ જોઈને થયો વિશમેં તંઈ, એલી૦
તું આવે છે કે નહી, (૨)
શું કામ કરછ તું ત્યારે રહી,— એલી૦

**રાક્ષણી**— [ રાગ સદર ]

કરછ કુંવરીની વડાઈ, ( ૨ )
પણ પુરૂષ મે દીઠોરે નવાઈ, - ટેક
દેખી રૂપ મોહી ગઈ, ( ૨ )
ચાલને પીટયા તુંને દેખાડુંરે જઈ, - કરછ

શું ? તેના જેવી રૂવાળી સ્રીયો, નહીં હોય, પણ હું આજે એવો પુરૂષ સ્વરૂપવાન જોઈ આવી કે તેના જેવી કુંવરી નહીં હોય ?

**રાક્ષસ**—જોયું ! જોયું તુંને બહુ ખબર પડે ના ! જાણે ન-

હીં કાંઈ ને ખાલી માથા ફોડ કર છ ! ( પછી બંને જણા વઢે છે એવામાં કમાક્ષ અંતરીક્ષથી આવે છે )

**કમાક્ષ**—અરે ! તમો બને શા સારૂ વઢી મરો છો ? તે મુને કહો ? હુ તમારો ન્યાય વાજબી રીતે કરી આપું.

**રાક્ષસ**—મે નંદાપુરમાં એક કુંવરી દીઠી છે. તેવું રૂપ કોઈમાં નહીં હોય. ( રાક્ષણી તરફ આંગળી કરીને ) આ રાક્ષણી એક પુરૂષ વખાણે છે તે સારૂ અમે વઢી મરીએ છીએ.

**કમાક્ષ**—તમે વઢો નહી ને હું કહું તે પ્રમાણે કરો ? એકજણ કુવરીને લાવો ? અને એકજણ કુવરને લાવો ? પછી તમારો ન્યાય ચુકાવી આપું.

( પછી બંને જાય છે અને પોતપોતાના જોયા પ્રમાણે કુંવર તથા કુંવરીને લાવે છે. )

**કમાક્ષ**—જુવો ? હવે એની મેળે ન્યાય થશે. શું બીના બને છે તે જુવો ?

( કમાક્ષ મચ્છરનું રૂપ ધારણ કરી કુંવરીને ચટકો ભરે છે તેથી બે બાકળી જાગી ઉઠે છે. )

**રૂપસુંદરી**—અરે ! પ્રમેશ્વર ! મારો મેહેલ કયા ! ને હું કયાં છું ! તેની મુને ગમ પડતી નથી ! !

( પ્રતાપસિંહપર દ્દષ્ટિ પડવાથી ) આહા ! આ કેવો કાંન્તીવાન પુરૂષ છે ? વરૂ તો એનેજ વરૂ, અન્ય મારે ભાઈ બાપ સમાન છે. ( પાછી નીદ્રા વશ

થાય છે કમાક્ષ પાછો કુંવરને ચટકો ભરે છે કું-
વર જાગીને પાસુ ફેરવે છે એટલામાં એક કુંવરી
ઉપર નજર પડવાથી એકદમ પલંગ ઉપરથી ની-
ચે ઉતરીને )

**પ્રતાપસિંહ**—આહા ! આશો ચમત્કાર ! આહીં કન્યા કયાં-
થી ? પણ કાંઈ ફીકર નહી, મારૂં પારખ્યું જોવા
વાસ્તે મારા પિતાએ આ કન્યા મોકલાવી. કારણ
કે હું ના પાડતો તેથી મારા પિતાએ મશ્કરી તો
નહીં કરી હોય ! નાના પણ તેવું તો કરે નહી !
પણ દેવતા લોકોએ મારી વાસ્તે મોકલાવી હશે !
વાહ ! દેવ તારી ગતી અનાદી છે ! ! આ હાહા !
પ્રભુએ મારી વાસ્તે નવરાશની વેળાએ ઘડી રા-
ખી છે. અરે ! વિધીએ કેવા લેખ લખ્યા હશે ?
પણ કદાચ પાછી લઈ જાય માટે મારી નીશાની
બદલ મારી વીટી એની આંગળીમાં નાખું, અને
તેની વીંટી મારી આંગળીમાં નાખું,

( એ પ્રમાણે વીંટી અદલ બદલ કરીને સુઈ જાય છે કમાક્ષ
પોતાનું રૂપ ધારણ કરીને રાક્ષસ પ્રત્યે કહે છે.)

**કમાક્ષ**—જુવો ! એનો ન્યાય એક બીજાએ પોત પોતાની
મેળે કર્યો. મારે કહેવાનો મતલબ એવો છે કે
કુંવર વધારે રૂપાળો છે. જાઓ ? તેઓની જગ્યા
એ પાછા મુકી આવો ??

( જાય છે )

## પ્રવેશ ૬ ઠો

### સ્થળ—અંધારીઓ કીલ્લો

**પ્રતાપસિંહ**—(પ્રતઃ કાળ થતા ) અરે આ કેવો ચમત્કાર! દરવાજે તો તાળું દીધેલ છે અને પેહેરેગીર ચોકી કરે છે. ( પેલી કન્યા નહીં દેખવાથી ) આહા! પ્રભુ તારી ગહન ગતી છે, પલમે આયસો કરે! થોડી વારમાં જોઉં છું તો મારી પડખે એક સ્વરૂપવાન સ્ત્રી સુતેલી હતી, ને એટલામાં કોણ જાણે કયાંય જતી રહી! આતે સ્વપ્ન વંશ છું. કે જાગૃત છું.! નહીં નહીં! ખરે ખર જાગૃત છું!! ( પછી નીચે પ્રમાણે પ્રભુની સ્તુતિ કરે છે )

**( આ કલંક હરી ઉતારો, મુજ પ્રાણનાથ ઉગારો–રાગ )**

પ્રભુ સહાય થાઓ અવિનાશી, આ બાળ થયો છે ઉદાશી;–ટેક
મમ પિતાએ જુલમ કીધો, જરા મન વિચાર ન લીધો;
મુજ વાંક નહીં તપાશી, આ બાળ થયો છે ઉદાસી. –પ્રભુ
સ્વપ્નામાં દીઠી મેં નારી, ધીર કેમ રહે આ વારી;
જવું ત્યાં જરૂર ઉલ્લાશી, આ બાળ થયો છે ઉદાસી. –પ્રભુ
ઈશ કાર્ય સફળ આ કરજો, ઉર વિંનતી મારી ધરજો;
છો સર્વ જગ્યોએ પ્રકાશી, આ બાળ થયો છે ઉદાશી. પ્રભુ.
અહીં રેહેવામાં નથી સાર, હું દુઃખ પામ્યો છું અપાર;
થવા વિચાર્યું વનનો વાશી, આ બાળ થયો છે ઉદાશી. પ્રભુ.

સીપાઈને હાંક મારે છે.

**પ્રતાપસિંહ**—અરે સીપાઈ ?

**સીપાઈ**—જી હાજર ! કયા હુકમ હે ?

**પ્રતાપસિંહ**—તુમ દરબારમેં જાકર એસા કહો કે કુંવરસે કીલેકે અંદર નહીં રહ્યા જાતા.

**સીપાઈ**—હમકું ઈધરસે જાનેકી રજા નહીં હે.

**પ્રતાપસિંહ**—હરામખોર ? તું નહીં જાતા ? દેખો હમ તુમકુ મારેગા શીર કેસા જાયગા ?

**સીપાઈ**—ખુદાવીંદ મારોગે તો આપકા નોકર હું. લેકીન માહારાજે સખ્ત હુકમ દીઆ હે. કે હીયાસે તુમારે કંઈ જાના નહીં.

**પ્રતાપસિંહ**—આ મીયા અમથા કાંઈ માનવાના નથી, પણ જરા ગુંદી કરીશ એટલે ઝટ માનશે. (સીપાઈને મારે છે એટલે સીપાઈ ભાગી જાય છે) હવે ઠીક લાગ આવ્યો છે, ચાલ પોબારા ગણી જાઉં.
(નાશી જાય છે)

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ-જંગલ.

### પ્રતાપસિંહ-પછીથી અભેસિંહ.

**પ્રતાપસિંહ**—(ડુબ્યો આજ તાપ વિલાપમાં-એ રાગ)
અરે પ્રભુ હું કયાં કને, આવ્યો આરે અઘોર વન મહી—ટેક.

ભયભીત દેખી થાઉ છું, જોઈ નજરે અતી મુંઝાઉછું.
નહીં રાહ જડે રખડી મરૂ, પ્રભુ સહાય કરો મને અહીં. અરે.
મુંજ પિતાના તીવ્ર કોપથી, સહુ સંકટ શરીરથી;
આ વિકટ જંગલમાં રહી, વિનાઈશ આધાર છે નહીં. અરે.

અરે પરમેશ્વર! તમારી ગતીનો કોઈ પાર પામે નહીં, કેમ જે માહા સત્યવાદિ રાજા હરિચંદ્રને પણ એક નીચને ઘેર દાશપણું રેહેવું પડ્યું, તેમજ દૂષ્ટ કૌરવના કપટ કાર્યથી પાંડવોને બાર વરસ વનવાસ ભોગવવું પડ્યું, તો હું કોણ માત્ર છું ?

(એમ કહી કેટલીક વારે નિદ્રાવશ થાય છે)

**અભેસિંહ**—(હરણ પછવાડે દોડતો દોડતો આવે છે) અરે હરણ પછવાડે દોડી દોડીને મારી તો હુસ નીકળી ગઈ! પણ શીકાર હાથ નહી આવ્યો. અને આ રાત્રીને સમયે મારે હવે કેણી ગમ જવું! માટે હવે તો અહીંયાંજ વિશ્રામ કરૂ, અને પ્રાતકાળે ઊઠીને મારા શેહેર તરફ જઈશ, માટે ચાલ પેલા વ્રક્ષ નીચે આરામ લઉ. (વ્રક્ષ નીચે સુવે છે)

**અભેસિંહ**—(પ્રાતકાળ થતા જાગૃત થઈને) વળી આ માણસ કોણ સુતો છે? ચાલ જઈને તપાસ કરૂં! (પાસે જઈને) અરે! ભલા માણસ આ અઘોર જંગલમાં કેમ સુતો છે? ઉઠ જવાબ દે? કોણ છો!!

( પ્રતાપસિંહ અચાનક જાગૃત થઈ તેના મીત્રને જોઈને )

**પ્રતાપસિંહ**—અરે મારા દીલો જાન મીત્ર ! તું આ આઘોર જંગલમાં કયાથી ?

**અભેસિંહ**—હુ શીકાર અર્થે જંગલમાં નીકળેલો, પણ રાત્રી થવાથી અત્રે આવી ચડયો, પણ દયાળુ પ્રરમેશ્વરે તારો અને મારો મેળાપ કર્યો, તે ઘણું સારૂં પણ તમારે અત્રે આવવાનું કારણ શું ? તે કૃપા કરી કહો ?

**પ્રતાપસિંહ**—ભાઈ મુંજ પિતાએ મારા વેવીશાળ માટે મને આગ્રહ કર્યો પણ મેંના પાડવાથી મારા પિતા ઘણા ગુસે થઇ મુંને એક કીલ્લાની અંદર કેદ કરેલો, એવામાં સ્વપ્ન વિષે જોઉં છું તો એક અદભૂત રૂપવાળી કન્યા જોવામાં આવી, પણ સ્વાર થતા તે કન્યા કોણ જાણે કયાંય અલોપ થઈ ગઈ, પણ મારા હસ્તની આંગળીમાં તેની વીટી છે, તેથી તેની શોધ કરવા હું કીલાની અંદરથી નાશી આવ્યો છું.

**અભેસિંહ**—મીત્ર હું પણ તારી સાથેજ આવીશ, કેમ જે પ્રમેશ્વર ભેગા કર્યા, તેથી જુદો પડવા નહી દઉં.

**પ્રતાપસિંહ**—ના!ના ! મીત્ર ! તારે કાંઈ આવવાની જરૂર નથી. મારા કરમમાં જે લખ્યું હશે તે થશે, તુને દુઃખી કરવા ચાહતો નથી.

**અભેસિંહ**—પ્રીય બંધુ! તું દુઃખે દુઃખી અને તું સુખે સુખી માટે તુંને જરા વીલો મુકનાર નથી તેમ છતાં ના પાડીશ તો મારો પ્રાણ તજીશ.

**પ્રતાપસિંહ**—ભાઈ! એટલો બધો આગ્રહ છે તો સુખેથી ચાલ,

( જાય છે )



# अंक बीजो

## पात्रो

રત્નસેન ................................રત્નપુરનો રાજા

બુદ્ધિચંદ..................................તેનો પ્રધાન.

દયાનંદ........................................બ્રાહ્મણ

રામસિંહ ..............................ચંદ્રાવતીનો રાજા

સૂમતી....................................તેનો પ્રધાન

પ્રતાપસિંહ..............................રામસિંહનો પુત્ર

અભેસિંહ..............................પ્રતપસિંહનો મીત્ર

પદમાવતી............. ...............રામસિંહની રાણી

ચતૂરી...........................................દાશી

તે સીવાય વિદુષક–ચદ્દભાટ–સીપાઈ–પ્રતીહાર–વીગેરે



# अंक बीजो.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—રત્નસેન રાજાની દરબાર.**

**વદૂષક**—વાહ વાહ! આજ તો કચેરીનો ઠાઠ બહુ જામ્યો છે! જાણે દિલ્લીની બાદશાહી!!

**પ્રતિહાર**—(તેકી પોકારે છે) આજમ મેહરબાન! રત્નસેન રાજાને ઘણી ખમા!!

**રત્નસેન**—કેમ પ્રધાનજી! ચંદ્રાવતીના રાજા રામસિંહ ઉપર કાગળ લખવાનું કહ્યું હતું તેનું શું કર્યું?

**પ્રધાન**—માહારાજ તેજ વખતે દયાનંદ બ્રાહ્મણને પત્ર લખી આપીને રવાને કર્યો છે, તે આજ કાલ આવવો જોઈએ.

**વિદૂષક**—આવશે શું? એનું કપાળ? બ્રાહ્મણની જાત એવીજ હોય છે જે લાડુ મળ્યા એટલે બસ! પણ આ બંદાને મોકલ્યો હોત તો ઉથલ કે પાથલ કરીને હાલ આવત.

**પ્રધાન**—તુંને કોણ વચમાં ડાયો કરે છે? ચુપ રહે ગમાર?

**વિદૂષક**—જોયું! સાચું કહ્યું તો કડવો ઝેર જેવો લાગ્યો ખરૂ બોલવાનો વખત નથી.

(દયાનંદ આવે છે).

**દયાનંદ**—(નમસ્કાર કરીને) માહારાજ આ પત્ર ચંદ્રાવતીના મહારાજાએ આપ્યો છે.

**રત્નસેન**—(પત્ર વાંચીને) અરે પ્રમેશ્વર! આ કેવો બનાવ! જે મારી બરોબરના રાજાને મેં કુવરીનું માગુ નાખ્યું, ત્યારે એણે સાફ ના લખી, તેનું કારણ શું હશે? મુને આ વાત ઉપર જરા સંદેહ રહે છે. (પ્રધાન પ્રત્યે) કેમ પ્રધાનજી તમારો શું વિચાર પોહોચે છે?

**પ્રધાન**—માહારાજા! કાંઈ અડચણને લીધે હાલ કરવાનો વીચાર નહી હોય, તેથી ના લખી હશે.

**દયાનંદ**—અડચણ તો કાંઈ નથી માહારાજા! પત્ર વાંચીને હા પાડી, પણ પ્રધાને કુવરને પુછતા કુવરે ના પાડી, તેથી રામસિંહ રાઠોડ ઘણા ગુસ્સે થઈ કુવરને કાળાગ્રહમાં નાખ્યો છે, અને મુંને પત્ર લખીને ના કહી છે.

**વિદૂષક**—(સભા પ્રત્યે) આ છપર પગો જ્યાં જાય ત્યાં સરખુ કરીને આવો! જો મને ભેગો તેડી ગયો હોત તો ફતેહ કરીને આવત. પણ રૂપ બાઈમાં ભાગ ભજુ તેથી મુને આવવાની ના પાડી, અને પોતાના બાપનો લાડવો દાટયો હશે, કે એકલો જઈને લઈ આવું; પણ જેવો ગયો હતો એવો પાછો આવ્યો. (દયાનંદ પ્રત્યે) મારા ભોળા ભટજી જાઓ ગામમાં ભીખ માગી ખાઓ? જો વળી

તમારાથી આવા કામ થાત, તો અમે રાજ્ય વં-
શમાં રેહેત શેના?

**રત્નસેન**—અરે વેવીશાળની ના પાડી, તો ખેર, પણ કું-
વરને કેદની સજા શા માટે કરી?

**પ્રધાન**—માહારાજ! રામસિંહરાજાનું વચન લોપવાથી કું-
વરને કાળાગ્રેહમાં નાખ્યો હશે, એમ જણાય છે-

**રત્નસેન**—હાલ વખત ઘણો થયો છે, એટલે કચેરી બ-
રખાસ્ત કરો?

**પ્રધાન**—બહુ સારૂ માહારાજ!

**પ્રતિહાર**—માહારાજ! રત્નસેનને ઘણી ખમા!

(સૌ જાય છે).



# પ્રવેશ ૨ જો.

## સ્થળ—પદ્દમાવતીનું શયનગ્રહ.

**પદ્દમાવતી**—દાશી! આજે મારી જમણી આંખ ફરકે
છે, તેનું કારણ શું? રખે ને કાંઈ વીઘ્ન હોય!

**દાશી**—બાઈ સાહેબ! આપના બોલવા ઉપરથી હુ સમજી
તો ગઈ, પણ આપ જાણતા હશો!

**પદ્દમાવતી**—(જરા આતુર થઈને) બોલ? મારી વાલી
દાશી શું તને ખબર છે? તે જલદી કહે? મારો
જીવ ઉદાશ થાય છે, જેવું હોય તેવું સા

સાચુ કહે??

**દાશી—(પિયુને તજાવનાર વેરી અલંકાર એ રાગ.)**

શું કહું હું બાઈ મારી, નથી કેવા યોગ;
વાત સુણી મેં રે જ્યારે, દુઃખની અયોગ.
રત્નપુરથી વિપ્ર આવ્યો; લાવ્યો સમાચાર;
કુંવર તણું વેવીશાળ, કરવા આ વાર.
ભૂપ અતિ ખુશી થયા, હરખીને બહુ;
કરો તમે શુભ કામ, સચિવને કહ્યું.
કુંવરને પુછ્યું ત્યારે, માન્યું નહી મન;
ત્યાં જો તમે કરશો તો, થશે રે વિઘ્ન.
વચન એવા બોલ્યા તે. નૃપનીરે પાસ;
ક્રોધ કરી કુંવરને, કર્યાં કેદ વાસ.

બાઈ સાહેબ! માહારાજ અતિ કોપાયમાન થઈ કુંવરને કાળાગ્રેહમાં નાખ્યાં છે.

**પદમાવતી**—અરેરે! મારા એકના એક પુત્રને કેદની સજા! શા કારણથી મળી હશે! આ વાતનો ખુલાસો માહારાજને પુછવાથી ખબર પડશે.

(એટલામાં નજર રખો મેહેરબાન એવો શબ્દ થાય છે.)

**દાશી**—બાઈ સાહેબ! માહારાજ પધારતા હોય એમ જણાય છે.

**(રામસિંહ પધારે છે અને પદમાવતી ઉદાશ ચેહેરે ઉભેલી માલમ પડવાથી)**

**રામસિંહ**—કેમ પ્યારી! આજે તારૂ મુખ ઉદાશ કેમ છે? તેનું કારણ શું!

**પદ્દમાવતી**—પ્રાણનાથ! આજે મારી જમણી આંખ ફરકવાથી દાશી સાથે વાત કરતી હતી કે આજે મુને કાંઈ વિઘ્ન નડશે, એવામાં આ દાશી તરફથી ખબર મળ્યા કે માહારાજે કુંવરને કાળાગ્રેહમાં નાખ્યાં છે, તેનો વીચાર કરૂછું કે એવા શા અપરાધમાં કુંવર આવ્યો કે તેને કાળાગ્રહમાં નાખ્યો?

**રામસિંહ**—પ્યારી! આપણા સત્યવાદી રાજમાં ગમે તો ગરીબ યા તવંગર અથવા ગમે તો મારો પુત્ર હોય, તેનો એક સરખે ન્યાય કરવામાં આવે છે. પ્યારી! આજે કચેરીમાં રત્નપુરથી પત્ર લઈને એક વિપ્ર આવ્યો હતો, તેમાં કુંવરના વેવીશાળ વિષે લખ્યું હતું, તે મારે કબુલ રાખવું હતું, પણ કુંવરની ના મરજી હશે, તેથી કચેરીમાં એકદમ ના પાડી, તેથી મેં કાળાગ્રહનાં નાખ્યો છે.

**પદ્દમાવતી**—પ્રાણનાથ! ગમે એમ કરો પણ કુંવરને હવે કેદમાંથી મૂક્ત કરો?

કેમ જે "છોરૂ કછોરૂ થાય," પણ "માવતર કમાવતર ન થાય," માટે કુંવરને કેદમાંથી મૂક્ત કરશો?

**રામસિંહ**—પ્યારી! એટલો તારો આગ્રહ છે, તો હું કચેરીમાં જઈ કુંવરને કાળા ગ્રેહમાંથી છોડાવીશ;

તે વિષે તારે કાંઈ ચીંતા કરવી નહીં. હાલ કચેરીનો સમય થયે: છે તેથી જાઉછું.

( જાય છે )

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—રામસિંહની કચેરી.

**રામસિંહ**—પ્રધાનજી ! આપણા કુંવરને કેદમાં નાખ્યાને આજે ઘણાં રોજ થયા, તેથી મારો વીચાર બાહાર કાઢવાનો છે.

**પ્રધાન**—માહારાજ ! મારો પણ એજ વીચાર છે.

**વિદુષક**—વાહવાહ ! આજે કેવો વીચાર ઠેકાણે આવ્યો ? ( પ્રધાન પ્રત્યે) હા બાની કચેરી હા કહેતો હા પાડવી અને ના કહેતો ના પાડવી ! પણ મોઢામાંથી એમ ભસાણું જે, માહારાજ કુંવર શિક્ષા યોગ નથી ( કહેવત છે કે ) " મોટાને કાન હોય પણ સાન ન હોય "

**પ્રધાન**—બેસ બેસ છાનોમાનો ? તુને જ્યારે ને ત્યારે ટીખળ સુજે છે.

**ચદુભાટ**—( પ્રવેશ કરીને ) માહારાજા હરીચંદ્ર સમ દાનેશ્વરી સત્યવાદિ, પરદુ:ખભંજન, દિર્ધાયુષિરાજા. ભાગ્યવાન, પુત્રવાન, રામસિંહ રાઠોડની ગાદી અવિચળ રહો ? ( નમન કરીને બેસે )

**રામસિંહ**—આટલા બધા વખાણ કરવાને હું યોગ નથી. ( પ્રધાન પ્રત્યે ) પ્રધાનજી ! ચદુભાટને પુછો કે કયુ-રાજ આબાદ પામે ?

**પ્રધાન**—ચદૂજી ! માહારાજ પુછે છે કે કયુ રાજ આબાદ પામે ?

**ચદુભાટ**—( ઉભો થઈને ) **કવિત.**

દેશમાં વિશેષ, વિદ્વાનને મળે જ્યાં માન;
કાન નહીં કાચા જ્યાં, ઈનશાન તો જણાય છે.
રૈયતને ત્રાસ નહીં, ભૂપની ભુડાશ નહીં;
ચાડીયાનો વાસ નહી, ઢોંગીલા ફસાય છે.
રંક અને રાયના, ન્યાય સરખા જણાય;
વિદ્યાનું વિશેષ બીજ, પ્રજામાં વવાય છે.
કહે ચદૂભાટ ખરે, સુણો રૂડા સરદાર;
એજ રાજ્ય ગાદી, આબાદી સારી થાય છે.
માહારાજ ખરેખર આપ પુન્ય પ્રતાપી છો.

**વિદુષક**—મારૂ સાળુ ! આપણે પાટલા ઉપર ધુડ નાખી હોતતો આવું બોલતાં આવડત ! પણ આપણે શીખીને શું કામ છે ? ( આગળી સીધીને ) આ ભીખારીની પેઠે કાંઈ ભીખતો નથી માંગવી? માહારાજના પ્રતાપે સુખચેનમાં આનંદ કરૂં છઉં. ( નેપથ્યમાં ) ફરીયાદ ! ફરીયાદ ! !

**વળી મોકાણના સમાચાર કોણ લાવ્યો ?**

**સીપાઇ**—( પ્રવેશ કરીને ) ખુદાવિંદ ! આપકા કુંવર કીલેકી અંદરસે ભાગ ગયા.

**રામસિંહ**—તુંમ કહાં ગયે થે?

**વિદુષક**—માહારાજ ! અફીણની લેહરમાં ઝોકા ખાતાથા !!

**સીપાઈ**—નહીં નહીં! સાહેબ મેરેકુ કુવરને કહાકે તુમ જાકર દરબારમેં એસા કહોકે કીલેકી અંદર કુંવર નહીં રહ્યા જાતા ફીર આપ નામદાર પાસમેં કેહેને કું નહીં આયા, તબ મેરેકું બોહોત મારા ઓર કુવર ભાગ ગયા.

**વિદુષક**—વળી સીપાઈના પંજામાંથી સટકી જાય ? પણ ભાઈ કસુંબાની લેહેરમાં ઝોકા ખાતા હશે !!

**રામસિંહ**—( સીપાઈને ) તુમકું માલમ હે કે કીસ તરફ ગયે ?

**સીપાઈ**—નામદાર ! મેરે દેહકી સુદ્ધ ન રહી કે કુ-વર કહાં ગયે ?

**રામસિંહ**— **( ઈંદ્ર સભામાં ગવાતી ઢબ)**

સાંભળો સભાજનો, થાવને તૈયાર;
મંમ પુત્ર શોધી લાવો, કહું છું આવાર.
દેશ વિદેશમાં જઈ, તપાસ તમ કરો;
સુરા જન તૈયાર થઈ, વનમાં ફરો.
કુંવર મુજ લાવે તેની, પુરૂ મનની હામ.
સમાચાર કહે એને, આપું હું ઈનામ.

વિદૂષક—કેમ મુઢ બની ગયા. ? અગાથા ફડાકા તો બહુ મારો છો, અને આ વખતે કોઈની હામ પડતી નથી. પણ ખરૂં છે મહારાજ ! છૈયા છોકરા મુકીને વનમાં રખડવા કોણ જાય !!

( એક બીજાના સામું જુવે છે )

ચદ્રૂભાટ—( ઉભો થઈને ) માહારાજ! આપના હુકમ મુજબ હું કુંવરને સોધવા જાઉ છું. દેશોદેશ અને જંગલે જંગલ રખડીને કુંવરને લાવીશ એવી આશા રાખું છું.

વિદૂષક—ખરો! ભઈ ખરો! (ચદ્રૂભાટને) તમારી પેઠે જો ભીખ માંગતા જવાતું હોય તો અમે જવાને ઘણાં તૈયાર થઈએ, પણ અમારેથી બનેજ શાનું! અમને માહારાજ પગાર આપે ત્યારે છોકરા ઘુઘરે રમે ! !

રામસિંહ—ચદ્રૂભાટ ! તમારૂં વાક્ય સાંભળીને ઘણો ખુશી થયો છું, માટે ઝટ કુંવરની સોધમાં ફરો ?

ચદ્રૂભાટ—બહુ સારૂ મહારાજ! (ચદ્રૂભાટ જાય છે)

વિદૂષક—જોજો! જાઓ છો ખરા! પણ કુંવરને લઈને આવજો? “પછી હીરો ઘોઘે જઈ આવ્યો અને ડેલે હાથ દઈ આવ્યો” એમ કરતા નહી?

(સરવે જાય છે)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ-અઘોર જંગલ.

### પ્રતાપસિંહ—અભેસિંહ.

**પ્રતાપસિંહ**—મારા પ્યારા મિત્ર! આ અઘોર જંગલમાં કેણી ગમ જાવું તેની ખબર નથી! રાત દિવસ ચાલી ચાલીને મારા પગ પણ થાકી ગયા છે, અને ઉજાગરાને લીધે તબીયત સારી નથી, માટે આ વૃક્ષ નીચે આરામ લઈએ તો સારૂં

**અભેસિંહ**—મારો પણ એજ વિચાર છે ભાઈ! તારૂ દુઃખ જોઈ મુંને ચેન પડતું નથી, વળી તું ઘણો થાકી ગયો છે માટે જરા આરામ લે, અને હું તારી પાસે બેઠો છું, કેમ જે આવા અઘોર જંગલમાં બનેને સુવુ ન જોઈએ? (વૃક્ષ નીચે પ્રતાપસિંહ સુવે છે અને અભેસિંહ બેઠો છે એવામાં એક ભયંકર વાઘ આવે છે તે જોઈને અભેસિંહ મારવા જાય છે પ્રતાપસિંહ જાગ્રૃત થઈને)

**પ્રતાપસિંહ**—અરેરે બંધુ આવા અઘોર જંગલમાં મુને એકલો મુકીને કયાં જતો રહયો! હવે તારી તપાસ કયાં કરૂં! મેં તુંને સાથે આવવા ના પાડી, તેમ છતા તું આવ્યો, અહીંયા તારી શી ગતી થઈ હશે! અરેરે પ્રમેશ્વર!!!

## શિખરણી છંદ.

અરે પ્યારા બંધુ, કપટ કરીને તું કયમ ગયો;
તજી આ ઠેકાણે, દુઃખ મુકિ અલોપ તું કયાં થયો.
અરેરે ઓ ભ્રાતા, વણુ ખબર વિના લિધી ગતી;
દગો દીધો જાગી, તુંજ મન ગ્રહી અંતર અતી.
બુદ્ધિશાળી જ્ઞાની, પરમ હિતકારી ધિરા અરે;
ગુમાવી તેં તારી, અનુપમ પ્રિતી મિત્રજ ખરે.
નહી છાજે મારા, અતિ પરમ સ્નેહી વિરા તને;
સુતો મુકી જાવું, અરણ્ય વિષે વૃક્ષજ કને.
કયાં હું નીહાળુ, અતિ વિકટ આ જંગલ વિષે;
ધટી આ ઝાડીમાં, નિરખું તુજ માર્ગ કઈ દિશે.

અહીં સોચ કરવાથી શું વળવાનું છે? ચાલ તપાસ કરૂં?

(પ્રતાપસિંહ જાય છે થોડી વારે અભેસિંહ આવે છે)

**અભેસિંહ**—(સ્વગત) અરેરો આ કેવો બનાવ હું વઘાને મારીને પાછો આવ્યો, એટલામાં પ્યારો બંધુ પ્રતાપસિંહ કયાં ગયો? રખેને વેહેમ આવ્યો હશે જે મુકીને ચાલતો થયો. પણ નહીં નહી મિત્ર! તારા દુઃખમાં ભાગ લેવા તત્પર થઈ સાથે આવ્યો, તે વળી તજીને જતો રહું? ભાઈ! મારી મશ્કરી તો નથી કરતો! જ્યાં હો ત્યથી જવાબ દે? અરેરે ઈશ્વર! પ્રતાપસિંહ હોય તો જવાબ દીધાં વીના કેમ રહે!!

(વીલાપ કરે છે)

**( ચંદ્રમુખીને એકલી, છોડીને હું આવ્યો અહીં )**

સુતો હતો હમણાં અહીં, મીત્ર મારો કયાં ગયો;
શિકાર જઈ આવું હું, એટલામાં ભ્રાત ગુમ થયો. સુતો
મમ ભ્રાત જાગીને, નિજ વ્હેમ ઉર લાવ્યો હશે;
કે તજી મુને અરણ્યમાં, બંધુ જતો રહ્યો હશે; સુતો
જો હોત એવું મંનથી, ન આવત તારી સાથમાં;
જુદાઇ નથી હું જાણુતો, લઉં ભાગ તારા દુઃખમાં. સુતો
દયા કરી પ્રભુ હવે, મેળવ મિત્ર મારાને;
સોધુ જંગલ વિષે જઇ, સહાય કર દાશ તારાને. સુતો

અત્રે રૂદન કરવાથી શું વળવાનું છે ? માટે ચાલ જઈને સોધ કર.

( જાય છે )

# अंक त्रीजो.

## પાત્રો

નંદસેન................................નંદપુરનો રાજા.
પદમકળા..............................નંદસેનની રાણી.
રૂપદસુંરી.........નંદસેનની પુત્રી અને પ્રતાપસિંહની સ્ત્રી.
શીળવંતી........................રૂપસુંદરીની સાહેલી.
વિવેકસિંહ......................નંદસેન રાજાનો પ્રધાન.
માણેકચંદ......................................ઝવેરી.
કસ્તુરચંદ......................................વેપારી.
પ્રતાપસિંહ..............................રામસિંહનો પુત્ર.
અભેસિંહ.......................પ્રતાપસિંહનો મિત્ર.
રામસિંહ.........................ચંદ્રાવતીનો રાજા.
સૂમતિ...........................રામસિંહનો પ્રધાન.
તે સીવાય સેનાધીપતી માળી માલણ દાશી પ્રતીહાર ભાટ.

કળાવતીઓ સીપાઈ વીગેરે



# अंक त्रीजो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ-નંદસેનરાજાની કચેરી.

**પ્રધાન**—સેનાધીપતી ! મારા સાંભળવામાં આવ્યું હતું, કે આપની તબીયત હમણાં સારી નથી.

**સેનાધીપતિ**—સાહેબ જરા કસર હતી, તે હવેથી જરા આરામ છે.

**વિદૃષક**—શું ! વળી મડાને વિજળીનો ભય હોય! સેનાધીપતી તો ખાઈ પી ઉતર્યા છે ! ! જાશે તો કાંઈ કુકણુનો કાંઠો ઉજડ નહી થાય!

**પ્રધાન**—આ ગમારની બોલવાની ટેવ એવીને એવીજ રહી જરાય શરમાતો નથી, કે શું બોલુને શું નહી. રાજ કચેરીમાં આવે છે પણ જરાય અકલ ન આવી.

**વિદૃષક**—ઠીક ત્યારે ! સેનાધીપતી બોલ્યા વીના ઘરે જાશે, તે નહીં જોઉં, કે ઘરવાળી લઠ કાઢે છે નહી !! ( સેનાધીપ્રત્યે ) કેમ સાંભળતા હતા, ને વળી મુગા કેમ થયા ?

**પ્રતીહાર**—નજર રખો મેહેરબાન ! નંદસેન રાજાને ઘણી ખમા !

**નંદસેન**—પ્રધાનજી ! તમને કહ્યું હતું કે મોતી ખરીદવા છે તે ઝવેરીને બોલાવ્યા છે કે નહીં ?

**પ્રધાન**—( સીપાઈને ) જાઓ આપણા શેહેરના ઝવેરીને બોલાવો ? ( સીપાઈ જાય છે ).

**નંદશેન**—પ્રધાનજી ! આપણા નગ્રમાં ધરમાદા વિષે બંદોબસ્ત રાખો છો કે નહી ? કેમ જે ખરૂ સાધન તેજ છે રાજ્યખરચમાંથી ધારા પ્રમાણે ખરચ મળે છે કે નહી ?

**પ્રધાન**—આપ બાહાદુર રાજ્યમાં ગરીબ ગરબા, યા અંધ પંગુ વિગેરે ને અન વસ્ત્ર તથા ઠેકાણે ઠેકાણે સદાવૃત મળે છે. ( ઝવેરી આવે છે)

**માણેકચંદ**—(સલામ કરીને) કેમ માહારાજ શો હુકમ છે!

**નંદસેન**—તમારી પાસે ઉચામાં ઉચા જવાહીરો હોય તે બતાવો ?

**માણેકચંદ**—જુવો સાહેબ ? હીરા, માણેક, મોતી સાચા, તથા રત્ન જડીત હાર, વીંટીઓ સાચા હીરાની છે, આપની ખુશી હોય તે ખરીદ કરો ?

**નંદસેન**—( રત્નહાર લઇને ) વાહ વાહ ! આ રત્નહાર બહુ મઝાનો છે ! ઝવેરી આ હારની શી કીંમત છે ?

**માણેકચંદ**—માહારાજ ! તે હારની કીંમત ત્રણ હજાર રૂપીઆ છે. આપની ઈચ્છા હોય તો રાખો !!

**નંદસેન**—પ્રધાનજી ! આ હાર અંતપુરમાં મોકલાવો ? અને

માણેકચંદશાને ચીઠી કરી આપો કે રાજ ખર-
ચમાંથી રૂપીયા આપે ?

**પ્રધાન**—બહુ સારૂ માહારાજ! ( ચીઠી લઈ માણેકચંદ જાય છે )

**નંદસેન**—વખત ઘણો થયો છે, તેથી કચેરી બરખાસ્ત કરો?

**પ્રતિહાર**—માહારાજ ધીરાજને ઘણી ખમા! (સર્વે જાયછે)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—નંદસેન રાજાનો બગીચો.

### માળી-માલણ-પછીથી પ્રતાસિંહ.

**માળી**—અલી ? ઓમ આવ ? ત્યાં અત્યાર સુધી શું કર છ ? પેલી કોરઝાડને પાણી પાયુ છે ? ઓમ આવ ઓમ ? !

**માલણ**—પાણી તો સર્વે ઝાડને પાયુ, પણ કયારા બરાબર ન હોતા, તે દુરસ્ત કરવા ત્યાં ગઈ હતી.

**માળી**—પ્યારી ! આજ દરબારમાં ગયો, ત્યારે પ્રધાનજી ઘણા ગુસે થયા, અને કહ્યું કે બાગ સારો રાખતો નથી, તેથી તુંને સ્જા આપવામાં આવશે, તેનું બોલ્યા ત્યારે હું ઘણો વિચારમાં પડયો, કે કોઈ દીવસ કેહેતા નથી ને આજે ઠબકો આપ્યો, તેનું કારણ શું ?

માલણ—તેની તમારે કાંઇ ફીકર રાખવી નહીં, કેમ જે આપણા દૂશમન ઘણાં છે, તેમાંથી કોઈએ વાત કરી હશે, પણ તમારે કાંઈ મુંઝાવું નહીં. રાજાની કુવરીની આપણા ઉપર મેહેરબાની છે, ત્યાં સુધી તમને કાઢનાર કોણ છે?

માળી—[ અલી મારી વાહરે અલી—એ રાગ]

મારી રશીલી માલણરે, મારી ચતુરી માલણ;
ફુલીકેરૂ વાહરે તારૂં નામ. ટેક.
વાત તારી મેં સાંભળી જ્યારે, હરખ્યો મન મોઝાર;
દુનીયામાં આપણા જેવી, નથી જોડ આ વાર. મારી
ફુલ ફુલેલા ગુલાબ, કેતકી કેવડો કેળ;
મોગરો તો વળી બહુ ખીલ્યો છે, અંગમા રેલમરેલ. મારી
દાઢમ કળી દાંત છે તારા, કોયલ કંઠનો સાદ;
લલાટે તારે ટીલડી શોભે, જાણે ઉગ્યો છે ચાંદ. મારી
ગુજરાતથી આપણુ આવ્યા, નંદપુર મોઝાર;
રાજાએ મુને નોકર રાખ્યો, દુઃખ નથી તલભાર. મારી
બાગ તણું મુંને કામ સોંપ્યું, આણી ઉલટે મંન;
તે તો મેં કબુલ રાખ્યું છે, જાણુને ગુલ બંદન. મારી

(બાગમાં પ્રતાપસિંહ પ્રવેશ કરે છે).

માલણ—અરે! આ અજાણ્યું માણસ બાગમાં કોની રજાથી ફરે છે (પ્રતાપસિંહને) ભાઈ તમે કોણ છો; અને ક્યાંથી આવો છો?

**પ્રતાપસિંહ**—ભલી બેન! પ્રથમ હું જાણુવા ઈચ્છુ છું કે આ નગર કોનુ છે? તથા અહીના રાજાનું નામ શું છે? તે કૃપા કરીને કહે?

**માલણ**—આપના બોલવા ઉપરથી તમે રાજવંશી હો એમ જણાય છે, નહી તો આટલું પુછવાનું કારણ શું? ભાઈ આ રાજ રાજા નંદસેનનું છે આ બાગ પણ તેમનોજ છે, પણ તમારૂ વૃત્તાંત કહો?

**પ્રતાપસિંહ**—ભલી બેન? હું ચંદ્રાવતીના મહારાજાનો પુત્ર છું, એક રાત્રીને સમયે મુને સ્વપ્નને વિષે અદભૂત સ્વરૂપવાન કન્યા જોવામાં આવી, તેની ઉપર હું આશક થઈ મારી વીંટી તેની આગળીમાં નાખી છે (વીંટી દેખાડીને) અને તેના વીંટી મારી આંગળીમાં છે. પ્રાતકાળ થયે જોઉં-છું તો તે કન્યા જોવામાં નહી આવી, તેની શોધમાં જંગલે જંગલ ભટકયો, પણ ક્યાંય પતો મળ્યો નહી.

**માલણ**—ભાઈ! તમે ઘણા થાકી ગયા હશો માટે આ બગીચામાં રહો? મારાથી બનતી મેહેનત કરીશ.

(માલણ જાય છે)



## પ્રવેશ ૩ જો.

### સ્થળ—રૂપસુંદરીનો મહેલ.

**રૂપસુંદરી**—દાશી! જ્યારથી મે સ્વપ્નામાં સ્વરૂપવાન પુરૂષને જોયો છે, ત્યારથી મારૂં ચીત ભ્રમિત થયા કરે છે, અને મુંને કાંઈ ચેન પડતું નથી.

(એટલામાં શીળવંતી આવે છે.)

આવ મારી વાલી સખી! તું સાસરેથી ક્યારે આવી છે?

**શીળવંતી**—પ્યારી બેન! હું કાલે આવી, પણ તું ઉદાશ ચેહેરે કેમ બેઠી છો?

**રૂપસુંદરી**— **દક્ષણી લાવણી.**

(ચેન ના પડે દર્શ પિયુ વીનારે–રાગ).

અરે શાણી સખી, છું અતિ ઉદાશીરે;
પ્રાણ આધાર, જોયા મેં વાર, હર્ષ અપાર, દીલ મોઝાર;
ધીર ન રહે ધારીરે, અરે શાણી સખી;
સ્વપ્નવિષે, મોહીત થઈ હુંરે.
થયો પ્રભાત, નહી દેખાત, પડી ભ્રાંત, ખરી ખાત;
મુજ મનમાંરે, અરે શાણી સખી.
ગણુંછું તેહને, સ્વામિ માહારોરે;
એહપતી, મળવા અતી, છે મનવૃત્તી, મુજ મતી.
અન્ય બંધુ સમાનરે, અરે શાણી સખી;

વિનંતી ઇશ્વરા, સ્વિકાર દયા જાણીરે.
પ્રીતમનાથ, મેળવ સાથ, અહી હાથ. છુ અનાથ,
સહાય કર મારીરે. અરે શાણી સખી.

પ્રીય સખી ! શોકનું કારણ એજ છે, સ્વપ્નામાં જયારથી ખુબ સુરત પુરૂષ જોયો છે, ત્યારથી મુંને કાંઇ ચેન પડતું નથી, સખી ! સ્વપ્ન કદાચ ખોટુ હોય ! ( વીંટી બતાવીને ) પણ આ વીંટી મારી આંગળીમાં જોઇને હું વીચારૂં છું, કે મારા પ્રાલબ્દમાં એજ પુરૂપ લખ્યો હશે માટે પ્રતિજ્ઞા લઈ કહું છું કે અન્ય પુરૂપનું પાણી ગ્રહણ કરનાર નથી.

**શીળવંતી**— ( **મોહેલે પધારો મહારાજ રાગ** )
બેની સોચ કર નહી કાંઈ, શાણી થઇ સોચ કર નઇ.
દીલ મુઝવ નહી જરાઈ, શાણી થઈ સોચ કર નઇ.

**સાખી.**

સંતાપ કરે કંઈ નવ વળે, સુજ્ઞ થઈ ચતુર;
ધૈર્ય અતિ દીલે ધરી, એટલી થા નહી આતુર. શાણી
સ્વંયવર કરાવને તું, નીજ માતુને કહી;
વિધીએ જેવું લખ્યુ હશે, કાંત મેળવશે પ્રભુ આંહી. શાણી

બેની ! વૃથા સોચ કરવાથી શું વળવાનું છે ?(માલણ આવે છે.

**માલણ**—બાઈ મુને આપ કહેતા હતા કે કાલે સારા સારા પુષ્પ લઈને આવજે ? માટે આ ગુલાબ

મોગરો ડોલર ચંબેલી આદી વીગેરે આપને માટે લાવી છું, તે સુંધી મન પ્રફુલિત કરો ?

**રૂપસુદરી**—અરે ! મન પ્રફુલિત તો જ્યારે મને સ્વામી મળશે ત્યારેજ થશે !

**માલણ**—બાઈ આપ સ્વામી વિષે કહ્યું, તે ઉપરથી યાદ આવ્યું કે આજે બાગમાં કોઈ રાજવંશી પુરૂષ આવ્યો છે, અને તેના બોલવા ઉપર ઘણો દુખીયારો હોય એમ જણાય છે, વળી તે કહે તો હતો કે સ્વપ્નામાં મેં સ્વરૂપવાન સ્ત્રી જોઈ, તેની શોધમાં દેશો દેશ અને જંગલે જંગલ રખડી મર્યો, પણ ક્યાંય પતો ન મળ્યો, આ બાગમાં જરા આરામ લઈને ચાલતો થઈશ. પછી મેં કહ્યુ કે અહીયાં જરા આરામ કરો ? અને મારાથી બનશે તે કરીશ. તેથી હાલ બાગમા છે.

**શીલવંતી**—મારી વાલી સખી! તારા કહેવા મુજબ તારી અને આ માલણની વાત મળતી આવે છે. ખરેખર તે પુરૂષતો ન હોય?

**રૂપસુદરી**—હા ? મને પણ તેવું લાગે છે ! ( માલણપ્રત્યે) ઠીક માલણ! તેં મુને ધીરજ આપી, તેના બદલામાં આ હાર આપુ છું, તુ જઈને તે પુરૂષને જરા રોકજે ? એટલામાં અમે આવીએ છીએ.

(માલણ જાય છે.)

દાશીઓ     વિનંતી ધરજો ધ્યાન,

બાગ જોવા જઈએ, ચાલોરે બાઈ બાગ જોવા જઈએ. ટેક
ત્યાં તો આપને ખુશી ઉપજશે, ઉર એવું લઈએ.   ચાલો.
નવીન તરેહથી પુષ્પ ખીલ્યાં છે,જોઇ ખુશી થઈએ. ચાલો.
દુઃખ તમારૂ ઈશ ટાળશે, આશિશ એવી દઈએ.   ચાલો.

( સર્વે જાય છે )

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ રસ્તો,

ચદુભાટ—          હરીગીત છંદ.

કુંવર પ્રતાપસિંહ તણી, કરી ગોત હું થાકી ગયો;
નહી ભાળ મુને કંઈ મળી, મુજ મનવિષે દીલગીર થયો
હવે જાઉ સામા નગ્રમાં, કુંવર મને મેળાવજો;
પ્રભુ અર્જ મારી ઉર ધરી, કૃપા કરી ભેટાડજો.

મળે તો ઠીક નહી તો પછી આપણા કરમનો વાંક, માટે ચાલ આ નગરમાં શોધ કરૂ.

(જાય છે. )

---

## પ્રવેશ પ મો.

### સ્થળ—બાગ.

પ્રતાપસિંહ—બાગનું વર્ણન કરે છે.

**સરકાર રજા દીજીએ-એ રાગ**

અતી શોભા છે બાગની, વખાણુ શા કરૂ;
હર્ષિત મન થાય છે, જોઈ જોઈ ઠરૂ. ટેક.
ગુલાબ ડોલર મોગરો, કેતકીને કેવડો;
જાય જુઈ ચંબેલી, તાડ માંહે છે વડો. અતી.
વિના પ્યારી બાગ આ, જાણું વૃથા ખરે;
દયા ધરી કરો મેળાપ, નારી સાથ ઈશરે. અતી.

(માલણ આવે છે).

**માલણ**—ભાઈ! તમારૂ કાર્ય સફળ થયું સમજવું! કેમ જે નંદસેન રાજાની કુંવરી પાસે આજે હું ગઈ હતી, જેમ તમેઉદાશમાં છો તેમ તે પણ ઉદાશમાં બેઠી હતી; મેં પુછયું ત્યારે તમારી વાતને તેની વાત મળતી આવે છે. પછી મેં આપની હકીકત કહી, ત્યારે પોતે ખુશી થઈને કહ્યું કે અમે બાગ- માં આવશું.

**પ્રતાપસિંહ**—(પાંચ મોહોર કાઢીને) લે બેન મારી ખુ- શાલીમાં આપુંછું, કેમ જે હું ઘણા દેશાવરો ફ- ર્યો, પણ ક્યાંય પત્તો મળ્યો નહી, આ જગ્યોએ પરમ કૃપાળુ જગદીશ્વરની કૃપાથી મારૂ કામ સીદ્ધ થશે, એમ જાણુંછું.

(બાગમાં રૂપસુંદરી સાહેલીઓ સાથે પ્રવેશ કરે છે.)

**રૂપસુંદરી—(કામ છે દુષ્ટ વીકારી–એ રાગ.)**

**કોણે બાગમાં પ્રવેશ કીધો, સખી કોણે બાગમાં પ્રવેશ કીધો. રે.**

કોય ન આવે બાગની અંદર, આજ્ઞા વીના વાસ લીધો. સખી
જાણું કેમ એજ છે સ્વામી, એમ શબ્દ ઉચાર સીધો; સખી
સ્વપ્નામાંહે એવોજ દીઠો, પ્રેભુએ મેળવી દીધો. સખી

**પ્રતાપસિંહ**—વાહ વાહ! આના ગાયન ઉપરથી મેં જે સ્ત્રી જોઈ હતી તેવીજ લાગે છે.

(જરા પાસે જઈને)

**(કોયલસુર દીલને લાગે આનંદકારી એ રાગ.)**

શું થઈને અજાણી, વચન એવા ઉચારે;
તુજ રૂપ દેખીને, મોહ પામ્યો અપારે.
શી કાન્તી વખાણું, રૂપ અનુપમ ભારે;
સ્વપ્નામાં દીઠી, તેજ દીસે છે આવારે.
હું રખડી રખડી, થાકયો વનની માહી;
મુજ માત તાતને, મુકી આવ્યો આહી.
હે મૃગા નેયની, આવ પાસ તું મારી;
તુજ માટે થઈ છે, બહુ મારી ખુવારી.

( એકદમ ભેટીને પ્રતાપસીંહ કહે છે. )

**પ્રતાપસિંહ**—પ્રીયા! આપણને પ્રભુએ મેળવ્યા છે, તેની ખુશાલીમાં પ્રભુની પ્રર્થના કરીએ.

( બને જણા. )

**(દયાળુ દેવ કૃપાળુ તું—એ રાગ).**

અરે જગ તાત, જોડીએ હાથ, કૃપા આપથી, મળીયા સાથ.-ટેક
છે આધાર, તમ તણો, દયાળુ થઈ, ને કષ્ટ હણો—અરે.

જાણી બાળને, કરજો સહાય, અમારી અર્જ, લઈ દીલ માય. અરે.
કદી જુદા, ન કરશો તમે, વારંમવાર, નમીએ અમે. અરે.

**રૂપસુંદરી**—પ્રાણનાથ! આપની વીટી જ્યારથી મારી આંગળીમાં છે, ત્યારથી આપની થઈ ચુકી છું, હાલ મારી માતુશ્રીને કહીને સ્વયંવર કરાવીશ, ત્યાં આપ પધારશો એ વીના કાર્ય સીદ્ધ થશે નહી.

(જાય છે)

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—પદ્મકળાનો મહેલ.

**પદ્મકળા**—દાશી આજે કુંવરીએ વાત કહી તેથી હું ઘણી ખુશી થઈ, કેમ જે તેના લાયક પુરૂષ મળ્યો છે માહારાજ આવે તો તેના સ્વયંવર વિષે કેહેવું છે.

**દાશી**—બાઈ સાહેબ આપ કહો છો, તે પ્રમાણે કરશો તો ઘણું સારૂ.

(નેપથ્યમાં) નજર રખો મેહરબાન!

(નંદસેન આવે છે)

**નંદસેન**—પ્રીયા! શા વિચારમાં બેઠી છે?

**પદ્મકળા**—સ્વામીનાથ! વિચાર તો એજ કે આપણી કુંવરી આજે મારી પાસે આવી હતી, તે વિદ્યાભ્યાસથી ઘણી હુશીયાર થઈ છે, અને ઉમરમાં

હવે યોગ છે, માટે મારા મનમાં એવું છે જે તે-
ના સ્વંવર કરો તો ઘણું સારૂ?

**નંદસેન**—તે વિષે કાંઈ ચીંતા નહી, પ્રધાનજીને કહી રાજ
કુમારોપર પત્ર લખીને અત્રે તેડાવીશ.

(એટલું કહીને જાય છે)

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—બજાર.

### કસ્તુરચંદની દુકાન.

**અભેસીંહ**—અરે શેઠ! તમારી દુકાનમાં સીધુ શામાન મળેછે?

**કસ્તુરચંદ**—હા છાબ! મારી ડુકાને ટમાડે જે જોઈએ ટે
મરસે. રોટ, દાર, ગોર, ઘી, મસારો, સરવે સે.
બોરો ટમાડે શું રેવુંસે?

**અભેસિંહ**—શેઠ હું કહું તે આપો? શેર લોટ, પાશેર દાળ, અ-
રધો શેર ઘી, પાશેર ગોળ, બાકી ગરમ મશાલો આપો!

**કસ્તુરચંદ**—લીઓ? ટમાડા કેવા પમાને ચીજ ટોરી
આપી છે તે લો.

**અભેસિંહ**—શેઠ તમારા કેટલા પૈસા થયા?

**કસ્તુરચંદ**—માડા હીસાબનો ડુબીઓ ઠયો ટે આપો?

**(અભેસિંહ રૂપીઓ આપે છે. કસ્તુરચંદ બીજા
ગ્રાહકોને માલ આપતા ભુલી જઈને ફરીથી
રૂપીઓ માગે છે.)**

કસ્તુરચંદ—એબા છાબ! એબા છાબા માઠો ડુપીઓ ડીઢા વીના કાઢાવ છો?

અભેસિંહ—કેમ શેઠ! રૂપીઓ દીધો ને વળી ભુલી ગયા?

કસ્તુરચંદ—અડે ભરા માણુસ! ડુપીઓ ડીઢા વીના જટો ડેટો હોને વડી ખોતું બોડસ? તાડા બાપનો મારસે? માડો ડુપીઓ આપ??

અભેસિંહ—અરે કમબખ્ત મોઢુ સંભાળીને બોલ એક વખત આપ્યો ને વળી ફરીથી માંગસ?

(ધકો મારે છે)

કસ્તુરચંદ—માડ માડ? સાડા ડુ કોણુ સો? ટાડી જેવા લુચા મેં બહુ દેખા છે? માડા સાડા ડુપીઓ આપ??

અભેસિંહ—આ નગરના વાણીયા લુચા હોય એવું જણાય છે. સાળાને રૂપીઓ આપ્યો. ને ઉલટો ગાળ્યુ દે છે. સાળાને માર્યા વીના પાધરો થશે નહીં.

( મારે છે )

કસ્તુરચંદ—અડેડે! બાપડીયા! માડી નાખ્યો!! માડી નાખ્યો!!! (સીપાઈ આવે છે)

સીપાઇ—કયું બનીયા! બુમ કયું પાડતા હે?

કસ્તુરચંદ—( આગળી કરીને ) આ રાંડના ટડવાડીએ મુંને માડયો.

સીપાઈ—અચ્છા! તુમ દોનું દરબારમેં ચલો! ( બંને ને લઈ જાય છે)

# પ્રવેશ ૮ મો.

## સ્થળ સ્વયંવર.

**પ્રતિહાર**—માહારાજ ધીરાજ! નંદસેન રાજાને ઘણી ખમાં! નજર રખો મેહેરબાન!!

**નંદસેન**—મારા પ્યારા પ્રધાનજી! તમને રાજ કુમારોપર પત્ર લખવાનું કહ્યું હતું તે લખ્યા છે?

**પ્રધાન**—આપે ફરમાવ્યું કે તરત પત્રો લખ્યા છે. ને આજે રાજકુમારો આવવા જોઇએ.

**નંદસેન**—પ્રધાનજી! આ રત્ન જડીત સીંહાશન કોની સાર રાખ્યુ છે!

**પ્રધાન**—કુવરીની દ્રષ્ટી રાજપુત્રે પર પડે, તે માટે આ સીંહાશન જુદુ રાખ્યું છે.

(સર્વે રાજકુમારો પધારી પોત પોતાની જગ્યા પ્રમાણે બેસે છે, પાછળથી પ્રતાપસિંહ આવીને બેસે છે)

**નંદસેન**--પ્રધાનજી! રાજ કુમારો આવી રહ્યા?

**પ્રધાન**—હા માહારાજ! જેને સ્વયંવરમાં આવવાની ઇચ્છા હશે, તે આવી પધાર્યા છે.

**નંદસેન**—હવે આપણી કુવરીને બોલાવો!

(રૂપસુંદરી આવીને એના પીતાજીને પગે પડેછે)

મારી વાલી પુત્રી! આજે સર્વે રાજકુમારો પ-

ધાર્યા છે, તેમાં તારી ખુશી પડે તેનેવરમાળ આરોપ?

(રૂપસુદરી સીંહાસનપર બેશી સર્વે રાજકુમારો સામુ જુવે છે, પ્રતાપસિંહ ઉપર દ્દષ્ટી પડવાથી એકદમ નીચે ઉતરી હર્ષથી પ્રતાપસિંહને વરમાળ આરોપે છે, તે વખતે કલાવંતીઓ ગાય છે)

કલાવંતીઓ— [રઘુપતી રામ એ રાગ]

ધન્ય ધન્ય આજનો છે દહાડોરે,
અતિ સુભ સ્યંવર દહાડો—ટેક
બહુ રચના કીધી આણી પ્રીતીરે,
તમ રાજવશીની એ રીતીરે;
અતી ખુશી થઈએ જોઈ નિતી,—ધન્ય.
કુવરીને મળ્યો રે સ્વામીરે,
રાજકુમાર બહુ છે નામીરે,
કોઈ વાતે ન દીસે તે ખામી.—ધન્ય.
જેટલું વદીએ મુખે થોડુરે,
અવનીપર રાજ કરો ઘણુંરે;
પ્રભુ અમર રાખો એનું જોડુ,—ધન્ય.

**પ્રધાન**—(પ્રતાપસિંહ પ્રત્યે) આવો આ આશન ઉપર બીરાજો? (રાજાની પડખે ખુરશીપર બેસે છે)

**નંદસેન**—આજે મુને ઘણો હર્ષ ઉપજયો છે, મારી વૃદ્ધ અવસ્થાએ પુત્ર નહીં હોવાથી આ રાજકાજ આપને અર્પણુ કરૂ છઉં, તે સ્વીકારશો, જેવી રીતે

આ રાજમાં મારો બંદોબસ્ત હતો, તેવીજ રીતે રાખશો? (પ્રધાન પ્રત્યે) પ્રધાનજી! આ કલાવંતીઓને પાંચસે મોહોર ઈનામ આપો?

**પ્રધાન**—બહુ સારૂ મહારાજા!

(કલાવંતીઓ જાય છે)

**નંદસેન**—(બીજા રાજકુમારો સામુ જોઈને) રાજકુમારો! મારાથી કાંઈ બરદાશમાં ખામી હોય તો ક્ષમા કરશો! (સરવે જાય છે)



## પ્રવેશ ૯ મો.

### સ્થળ પ્રતાપસીંહની કચેરી.

**(પ્રધાન વીગેરે બેઠા છે એટલામાં પ્રતાપસીંહ આવે છે**

**પ્રતિહાર**—માહારાજ ધીરાજ પ્રતાપસિંહને ઘણી ખમા! નજર રખો મેહરબાન!

**પ્રતાપસીંહ**—પ્રધાનજી આ રાજમાં જેવી રીતે બંદોબસ્ત રાખો છો તેવી રીતે રાખજો તથા નોકરચાકરને જે જગોએ નીમ્યા છે, તેમને તે જગ્યોએ રાખવા, જરાય ફેરફાર કરવા મારો વિચાર નથી.

**સીપાઈ**—(પ્રવેશ કરીને] માહારાજા! બાહાર કોઈ એક બનીયા ઓર એક રાજકુમાર ફરીયાદ કરનેકું આતે હે!

**પ્રતાપસિંહ**—અચ્છા આને દો ? કચેરીમે આનેકી ફીસીકું મને નહીં કરના ?

(સીપાઈ કસ્તુરચંદને તથા અભેસિંહને પકડી લાવે છે ને પ્રતાપસિંહ તેના મીત્રને ઓળખે છે)

અરે મારા દીલોજાન મીત્ર તું ક્યાંથી ? (બને ભેટે છે અને પોતાની પડખે બેસારે છે.

**અભેસિંહ**—ભાઈ! મારી બીના કહું તે સાંભળ ?

**( કહું શું નસીબે—એરાગ)**

અરે મીત્ર હકીકત મારી,
શ્રવણ કરને કહું વીસ્તારી; ટેક.
જ્યારે અરણ્યવિષે તું સુતો,
નજરે જોયો મેં સિંહજ ધાતો; અરે.
જઈને મારી આવું તેને,
એટલામાં નહીં દેખ્યો તુંને; અરે.
વીખુટા પડવાથી પશ્ચાત કીધો,
તુજ શોધ માટે મેં મારગ લીધો; અરે.
જંગલ જંગલ ભટક્યો હું ભારી,
આપ વીના થયો બહુ લાચારી; અરે.
ઈશ કૃપાથી આહીં આવ્યો,
તારો મારો ભેટો મેળાવ્યો. અરે.

મીત્ર ! તારા વિયોગથી હું આ હાલતે પોહ્યો છું, પણ સારૂ થયું જે આ નગરમાં આવ્યો, ને આ વાણીઆની દુકાને સીધુ લઈ તેનો રૂપીઓ

આપ્યો, પણ તે ગ્રાહકોને દેવા લેવામાં ભૂલી ગયો અને તકરાર કરવા મંડયો, તેથી તેના ખુલાસા માટે અમે આહીં આવ્યા. પ્રભુની ગતી ન્યારી છે. એરેજ બાને તારો અને મારો મેળાપ થવાનો હશે.

**પ્રતાપસિંહ**—(વાણીઆપ્રત્યે) શેઠ હવે પછી કોઈ સાથે તકરાર કરશો નહીં જાઓ?

(એટલામાં ચદૂભાટ આવે છે તે પ્રતાપસિંહને જોઇને)

**ચદૂભાટ**—વાહ વાહ! પ્રમેશ્વર! હું જેની શોધમાં ફરૂં છું. તે તો અહીંજ મળ્યાં.

(પ્રતાપસિંહને નમન કરીને) માહારાજ! આપની સોધ માટે જંગલ જંગલ અને દેશો દેશ ફર્યો, છેવટ પરમેશ્વરે આહી મારૂં કામ સફળ કર્યું.

**પ્રતાપસિંહ**—ચદૂભાટ? તમને મારી ગોત કરવા સારૂ કોણે મોકલ્યા છે?

**ચદૂભાટ**—આપ કીલાની અંદરથી નાશી આવ્યા; તે ખબર માહારાજને પડતા પોતે ઘણો અફસોસ કરવા લાગ્યા, અને આપની માતુશ્રી અતીશે દીલગીર થઈ આપની સોધ કરવા આપના પિતાને ફરમાવ્યું, તેથી માહારાજ! આપના પિતાએ મુને મોકલ્યો, અને કહ્યું કે દેશોદેશ ફરી કુવરનો પત્તો લાવજો? માહારાજ! આપ સુખચેનમાં દિન ગમન કરો છો, પણ આપના માત પીતા ઝુરી ઝુરીને મરતા હશે.

**પ્રતાપસિંહ**—પ્રધાનજી! મારા માત પીતાની વાત સાંભળીને ઘણો દિલગીર થાઉ છું, મારૂ વતન છોડ્યાને આશરે બાર વરસ થયા, તેથી મારા માત પીતા ઘણા અફસોસ કરતા હશે. (ચદૂભાટ પ્રત્યે) ચદૂભાટ! તમે જઈને મારા માત પીતાને કહો કે કુંવર બે ચાર રોજમાં આપના તરફ આવશે, અને કાંઈ ફીકર કરશો નહીં!

**ચદૂભાટ**—બહુ સારૂ માહારાજ!

**પ્રતાપસિંહ**—પ્રધાન કચેરી બરખાસ્ત કરો!

**પ્રતિહાર**—માહારાજ ધીરાજને ઘણીખમાં નજર રખો મેહેરબાન!

---

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ—રૂપસુદરીનો શયનગ્રહ.

**રૂપસુદરી**—દાશી માહારાજ કચેરીમાં હજી સુધી કેમ રોકાયા હશે?

**દાશી**—બાઈ સાહેબ! પીતાએ રાજ્ય કાજની સુપ્રત માહારાજને કરી છે, તેથી કોઈ પ્રસંગે રોકાણા હશે.

**રૂપસુંદરી**—દાશી! મહારાજ જરા મોડા આવે છે તો મારા જીવને ચેન પડતુ નથી!!

**દાશી**—બાઈ! પ્રિતીનો સબંધ એવોજ છે.

( પ્રતાપસિંહ આવે છે. રૂપસુંદરી ઉભી થઈને )

**રૂપસુંદરી**—પ્રાણનાથ! આજે કચેરીમાંથી આવતા જરા વિલંબ થયો ?

**પ્રતાપસિંહ**—હા! પ્રીયા! વિલંબ થયો!!

**રૂપસુંદરી**—સ્વામીનાથ! આજે આપ ઉદાશહો એમ જણાય છે.

**પ્રતાપસિંહ**— ( ગોરી ચલી સાસરે–એ રાગ

શું વદુ મુખથી વાત પ્રીયારે મારી,
મારો જીવ બળે છે બહુ જાણને પ્યારી;

**રૂપસુંદરી**—શા કારણ સ્વામી જીવ બાળો તમારો,
રહી સુખી ચેનમાં આપ દીવશ ગુજારો ;

**પ્રતાપસિંહ**—મુજ દેશથી લાવ્યો ખબર કચેરીમાં ભાટ,
ઝુરે છે અતિ માત તાત મુજ માટ;

**રૂપસુંદરી**—પ્રાણનાથ પત્ર લખી પઠાવી દીઓ,
અહીયા રહો થોડા રોજ અર્જ ઉર લીઓ;

**પ્રતાપસિંહ**—મમ માત તાતની ખબર જઈને લેઉ,
મારૂ મન થયું ઉચાટ હવે નહી રહેવું;

પ્રીયા તેજ કારણ મારો જીવ ઉદાશ છે, અને હુ નહી જાઉ તો મારા વિના તેઓના પ્રાણ જાશે, માટે પ્યારી તારા માત પિતાને કહીને જવાની તયારી કરાવજે.

**રૂપસુંદરી**—ભલે પ્રાણનાથ! આપનો આગ્રહ છે તો હું મારી માતુશ્રીને કહીશ.

દાસી—બાઈ સાહેબ ! રસોઈ તૈયાર છે, ભોજન ગ્રહ-માં પધારો ?

( બને જાય છે

## પ્રવેશ ૧૧મો

### સ્થળ-પદ્મકળાનો મેહેલ

### પદ્મકળા-નંદસેન

પદ્મકળા—પ્રાણનાથ કુંવરી પાસે આવી હતી, પણ વાત કરતા જરા અટકી, તેથી એની દાશીએ કહ્યું, પ્રતાપસિંહ આજે ઘણા ઉદાશ હતા, કેમજે તે-મના શહેરનો કોઈ માણસ આવ્યો હશે, તેની પાસેથી પોતાના માત પિતાની બીના સુણીને પોતે ઘણા દિલગીર થઈ જવાનું કહ્યું છે.

નંદસેન—હા ! મને પણ પ્રધાનજી કહેતા હતા કે ચંદુભાટ કરીને કચેરીમાં આવ્યો હતો તે પ્રતાપસિંહ પ્રત્યે કહેતો હતો કે " માહારાજ આપ નાશી આવ્યા. તેના ખબર આપના પીતાને પડવાથી પોતે ઘણાં દિલગીર થઈ મુને સોધ કરવા મોકલ્યો છે" તે તે સાંભળી પ્રતાપસિંહ ઘણા ઉદાશ થયા છે, માટે પ્રીયા સુખેથી કુવરી વળાવજો ? અને હું પણ પ્રતાપસિંહ પાશે જાઉ છુ

( જાય છે)

# પ્રવેશ ૧૨ મો

## સ્થળ-નંદપુરનો રસ્તો

(રૂપસુંદરીને વળાવે છે તે વખતે તેની માતુશ્રી તથા તેની સાહેલી શીળવંતી વીગેરે ભેળા થાય છે.

**પદમકળા**—મારી વાલી પુત્રી! સાસરે જઈને સારા સારા સમાચાર મોકલાવજે? પુત્રી તારો વીયોગ મારાથી સહેવાશે નહી!

(એમ કહી એક બીજા અરસપરસ ભેટે છે.)

**રૂપસુંદરી**—મારી વાલી માતું! તારા ઓદરથી જન્મ થયેલો આ દેહ તારાથી જુદો પાડતા મારૂં મન આગળ ચાલતું નથી.

**પદમકળા**—પુત્રી! આપણ્ જુદા પડીએ છીએ, પણ મારા અંતરમાં તું જુદી નથી.

**શીળવંતી**—પ્રીય સખી! તારાથી વીખુટી પડતા મને અતી દિલગીરી ઉપજે છે.

**(સીતાજીના મહીનાનો રાગ.)**

મારી સખી અમને મેલી અહી, તુરે ચાલી સાસરે,
તારી વીના કેમ રહેવાય, પ્રીતી મુને સાંભરે;
સાસુ સસરા તણી તુ તો સેવ, ભલી રીતે કરજે,
ઉંચે સ્વર ન બોલીએ બેન, સ્વામીને પ્રભુ ગણજે.
જળવીના મુરે જેમ મચ્છ, તેમ તુજ વીણુ હું,

સાસરીએ સંપી રેહેજે તું, શીખામણ શું કહું;
સુણ સહીયર મારી પ્રાણ, હેત ઘણું રાખજે,
છે પ્રદેશ તણારે મેળાપ, પત્ર તું પઠાવજે.

રૂપસુંદરી—પ્રીય બેનો! તમને અઝા અઝા પ્રણામ છે.

(જાય છે.



## પ્રવેશ ૧૩ મો.

**(સ્થળ—ચંદ્રાવતીના મહારાજા રામસિંહનો દરબાર.**

**રામસિંહ**—પ્રધાનજી! આપણે ચદ્રભાટને કુંવરની શોધ કરવા મોકલ્યો; તે હજીસુધી આવ્યો નહીં.

**પ્રધાન**—માહારાજા! દેશોદેશ ફરવું એટલે વાર લાગેજના. એટલામાં ચદ્રભાટ આવે છે ને રામસિંહને નમનકરે છે.

**ચદ્રભાટ**—મહારાજાધિરાજ! કુંવરની શોધ માટે હું ઘણુંએ રઝળ્યો, પણ કાંઈ પતો મળ્યો નહીં. છેવટ નિરાશ થઈ પાછો આવતો હતો, પણ ત્યાંથી થોડેક દૂર એક નંદપુર નામનું શેહેર હતું ત્યાં છેવટ શોધવાનો વિચાર કર્યો. ઈશ્વર કૃપાથી અને આપના પુન્યના પ્રતાપથી ત્યાં મેં પ્રતાપસિંહ વિષે સમાચાર સાંભળ્યા. તપાસ કરતાં સ્વયંવર મંડપમાં કુંવરીએ પ્રતાપસિંહને વરમાળ આરોપવાની ખબર સાંભળી હું ઘણો ખુશી થયો અને કચેરીમાં ગયો. ત્યાં આપની હકીકત કહી, એટલે કુંવર ઘણા દિલગીર થયા, અને મુને કહ્યું કે બે ચાર રોજમાં અમે આવશું, માટે માહારાજા! તે હવે બે ત્રણ દીવશમાં જરૂર આવશે.

**રામસિંહ**—(પ્રધાન પ્રત્યે) પ્રધાનજી! ભદ્દુભાટની વાત સાંભળીને હું ઘણો ખુશી થયો છું, એમને પાંચસો મોહોર ઈનામ આપો?

**પ્રધાન**—બહુ સારૂ માહારાજા! (એટલામાં સીપાઈ વધામણી આપે છે.)

**સીપાઇ**—માહારાજ! આપકા કુંવર પ્રતાપસિંહ આયે!

(પ્રતાપસિંહ આવે છે રામસિંહ એકદમ હર્ષથી ભેટે છે.

**રામસિંહ**—અરેરે! પુત્રા તેં મારૂ વચન લોપવાથી તુને કાળાગ્રહમાં નાખ્યો હતો, પણ તું નાશી જવાથી અમને કાંઈ ચેન પડતું નહોતું.

**પ્રતાપસિંહ**—પીતાજી આપે મને રત્નસેન રાજાની પુત્રી સાથે વેવીશાળ કરવા આગ્રહ કર્યો, પણ મારા સાંભળવામાં આવ્યું હતું જે તે કુંવરી રતાંધળી છે, તેથી મારો વિચાર મુદલ નહતો.

**રામસિંહ**—પુત્રા આવી ખબર હોત તો તુને કેદમાં નાંખત નહી, પણ જે થયું તે ખરૂં (પ્રધાન પ્રત્યે) પ્રધાનજી! પ્રમેશ્વરને કુંવરને મેળાવ્યો, તેથી સહુ મળીને શ્રી જગકર્તાની સ્તુતિ કરીએ.

**સર્વે પાત્રો— વિનંતી ધરજો ધ્યાન–એ રાગ.**

કૃપા કરી આ વાર, પ્રભુ તમે કૃપા કરી આવાર. ટેક.
દીન દાસની દયા જાણીને, મેહેર કરી અપાર; પ્રભુ.
નીજ સેવકની સહાય કરીને, દુઃખ હર્યા નિરધાર. પ્રભુ.
વીદુરજીને ત્યાં ભાજી જમીયા, સ્વાદ મૂકયો તે ઠાર; પ્રભુ.

પાંડવના તમે દુઃખજ કાપ્યા, વારે થયા બહુ વાર. પ્રભુ.
પ્રલ્હાદને તેં આશ્રય આપ્યો, કર્યો હિરણાકશ્ય સંહાર; પ્રભુ.
દ્રોપદીની તમે વારે ધાયા, ભરી સભા મોઝાર. પ્રભુ.
મનુષ્યપર તેં મેહેર કરીને, રચ્યો સારો સંસાર. પ્રભુ.
ઝાડ પાહાડ પશુ પક્ષી પ્રાણી, સરજ્યા ખગ આકાર. પ્રભુ.
સર્વ સૃષ્ટિ તણી સંભાળ લે છે, સર્વવ્યાપિક દયાધાર. પ્રભુ.
સર્વે પાત્રો સાથે મળીને, નમીએ સરજનહાર. પ્રભુ.

સર્વપાત્રો—

વંદન કરૂ વિશ્વપતી—એ રાગ.

સજન ગૃહસ્થો ખેલ આ, નજરે જોયો છે તમામ;
નજરે જોયો છે તમામ, તસ્દી લઇ હમેશ આમ—ટેક.
અલ્પ જ્ઞાનથી અમોએ, ખેલ ભજાવ્યો આજ;
પ્રતાપસિંહ તણું ચરીત્ર, ગ્રહણ કરવા આર્યકાજ. સ૦
ભૂલચુક તણી માફી માગે, મળી સૌ પાત્ર વારવાર;
અન્ય ખેલે દર્શ દેશો, એહ માનીએ ઉપકાર સ૦



# અગાઉથી આશ્રય આપનાર સાહેબોનાં નામ.

## બુક સાથે અમર કરૂંછું.

પ્રત. નામ.

### ભાવનગર.

૬૫૦ વોરા અબદુલહુસેન આદમજી. બુકસેલર.
૧૫૦ મોદી મગનલાલ જેચંદ.
૧ વાછાણી જાલમસંગ જીવાભાઈ.
૧ ગરાશીયા માધવ સંગરામાભાઈ.
૧ શા. ત્રીભોવન કલ્યાણજી.
૧ ઠકર ત્રીભોવન પરધાન.
૧ શા. કકલ ગંભીર.
૨ શા. મણીલાલ રામજી.
૨ કંટ્રાકટર શા. લલુ મોતીચંદ.
૧ પટેલ મોહન જેઠા.
૧ શા. સવાઈલાલ માધવજી.
૧ પટેલ હીરાલાલ ભગવાન.
૧ શા. વેલચંદ રામજી.
૧ પટેલ વીઠલ જગજીવન દાણાવાળા.
૧ મેમણ આમદ ઓશમાણ.
૧ ભટ છગન રગનાથ.
૧ શા. ત્રીભોવન રામજી.
૧ કંટ્રાકટર શામજી વિ. નારણદાસ.
૧ શા. પીતામર વેલચંદ.
૧ વાણંદ હરી કાળા.
૧ બાવાં શીવલાલ દયારામ.
૧ ખોજા હુસેન ખાનમામદ.
૧ પારેખ જમનાદાસ કુબેરદાસ
૧ હજામ દાદુકાશમ કસબાતી.
૧ રજપુત ગોવિંદ પ્રાગજી.
૧ જાડેજા જીજીભાઈ અદાભાઈ
૧ ગરાશીયા દુદાભાઈ ચાંપરાજ ટ્રાફીક ઓફીસના જમાદાર.
૧ હબાણી કાળુ ફતેહભાઈ પટાવાળા.
૨ ઠકર પીતામર કુબેર.
૧ બાવા પરભુદાસ તુલશીદાસ.
૧ શા. માનચંદ જીવણ.
૧ ત્રવાડી નારણજી શીવશંકર.
૧ ત્રવાડી વજેરામ દુલભદાસ
૧ મેતા અમૃતલાલ ચત્રભજ.
૧ પટેલ છોટાલાલ દેશાઈ.
૧ મણીયાર ડાહ્યાલાલ આતમારામ.
૧ બકશી ગીરધરલાલ કેશવજી
૧ આરબ અલી બીનહમદ ગ

નેજા.
૧ ત્રવાડી મણીલાલ ભાઈશંક
ર ફેરમેન.
૧ ત્રવાડી છગન અંબાશંકર
૧ ત્રવાડી મણીલાલ બાપુલાલ
૧ ઠકર મોતી ઝવેર.
૧ ઓઝા ગંભીર ભાઈશંકર.
૧ ઠકર જેઠા વીઠલ.
૧ કોઠારી ચત્રભજ ગોવીંદજી
૧ શા કેશવજી તલશી.
૧ શા દેવચંદ ગોરધન.
૧ શા જગજીવન જાદવજી.
૧ શા. હરગોવીંદ કાલીદાસ
૧ શા. હેમચંદ ત્રીકમ.
૨ શા નરશી જગજીવન મોદી
૧ સોની. લાલજી ભાણજી.
૧ શેઠ હરજીવન છગન.
૧ સોની હીરજી ત્રીકમ.
૧ મોદી સાકરલાલ પ્રમાનંદ
દાસ.
૧ ખોજા તુરમામદ કાશમભાઈ
૧ સોની મગનલાલ માણેકચંદ
૧ દેશાઈ રામપ્રસાદ પ્રભાશંકર
૧ પારેખ વીઠલદાસ ઈશ્વરદાસ
૧ ઠકર. હરજીવન જેરામ.
૧ શેઠ. કરશન જીવણ.
૧ ત્રવાડી. જટાશંકર અંબા
શંકર.
૧ ભટ. રેવાશંકર રામકૃસ્ન.

૧ સોની. કેશવજી નાનજી.
૧ સોની છગનલાલ ભજનુંરામ
૧ માણેકલાલ છગનલાલ.
૧ સોની ભાયચંદ સુંદરજી
જડીયા
૧ કંસારા જીવન વનમાલી
૧ સુકલ શંકર પ્રસાદ ગીર
જા શંકર
૧ ખવાસ ઓધડ હાજાભાઈ
૧ શા. ઘેલાભાઈ પરભુદાશ
૧ મેહેતા જસવંતરાય ગણપ
તરાય
૧ કોઠારી ઓધવજી માલજી
૧ ઝવેરી ફતેચંદ જીવણ
૨ ત્રવાડી ત્રીકમજી ધનેશ્વર
૨ ત્રવાડી ભાઈશંક હરગોવીંદ
તાલુકા સ્કુલ આ. ભાવનગર
૧ મેહેતા અમરત લાલ છો
ટમલાલ ખડખતાના કારકુન
૧ આસતી લાલજી નંદરામ
૧ કાણી કીયા દુલભજી તુલ-
શીદાશ
૧ પટેલ વશરામ પરભુદાશ
૧ ઓઝા મણીશંકર હરજીવન
૧ પારેખ અચરતલાલ અમૃ-
તલાલ
૧ ધર દોલતરાય છોટામલાલ
૧ મીસ્ત્રી પીતામર હરીલાલ
૧ શા. ગંભીર ગુલાબચંદજી

૨ શા. આણંદજી ગોપાલજી.
૧ શા. ફુલચંદ ખીમજી
૧ ખત્રી ત્રીભોવન નરશીં
૧ ત્રવાડી ગંભીર અંબાશંકર ઘીના કાંટાના હેડ કલાર્ક.
૧ શા ત્રીભોવન જીવા
૧ મીસ્ત્રી મીઠા ભગવાન
૧. વોરા તારાચંદ ખોડીદાશ
૧ ખોજા કરમઅલી દાઉદભાઈ
૧ ભાયાણી ભુદર મેઘજી
૧ પટેલ જીવણ કલાણ
૧ પટેલ ઓધવજી ત્રીકમજી
૧ સોની ભાઈચંદ સુદરજી
૧ મે. વિશ્વ પ્રસાદ દુરગાપ્રસાદ
૧ ત્રવાડી પોપટ દલપત
૧૦ શા છોટાલાલ ખોડીદાશ જુવાનસિંહજી દવાખાનાના કંપૌડર.
૫ પટેલ ખીમાભાઈ પરસોતમદાસ. લાતીવાળા.
૪ ઠકર છોટાલાલ લક્ષમણ.
૪ વકીલ પરભુદાસ મોતીચંદ
૪ આચારી છોટાલાલ કરૂણાશંકર.
૪ પટેલ ગાડા હેમા.
૪ વકીલ ગોપાલજી હરખજી
૪ પટેલ દુલભજી શામજી.
૨ શા લખમીચંદ કલ્યાણજી.
૨ સુખડીઆ કરશન જીવણ.
૨ ઠકર મનોર સખુર.
૨ રા. રામપ્રસાદ લખમીચંદ
૨ પટેલ વીઠલ હેમજી. લો. ઢાવાળા.
૨ શા. ગાડાલાલ દાઉ.
૨ રા. હરજીવન પરસોતમ.
૨ રા. ઝવેર ગીરધર.
૨ નાથોરી પ્રમાણંદ મગનલાલ.
૨ પટેલ વનમાળી હેમા. લા. તીવાળા.
૨ રા છગનલાલ બેચરદાસ. વીશીવાળા
૨ રા. ચુનીલાલ હરીપ્રસાદ.
૨ રા કુબેરજી માહાશંકર લાતીવાળા.
૨ રા. ચુનીલાલ જેઠા. લોઢાવાળા.
૨ રા છોટાલાલ ભગવાન.
૧ રા. ત્રીભોવન જીવણદાસ.
૧ સોની માધવજી ગોપાલજી.
૧ શેઠ હઠીસંગ ઓધવજી.

## ખંભાત

૫ શા દલીચંદ પ્રેમચંદ
૧ ઠકર ત્રીભોવન કાલીદાશ.
૧ શા. ખીમચંદ લખમીચંદ

## સુરત

૧ શા નગીનદાશ પ્રમાણુદાશ મીઠાના કંટાકટર

## જુનાગઢ

૧ ઠક્કર ખેરાજ આણંદજી

## સરતાનપર

૧ મેતા પરભુ ખુશાલ.

## ગઢડા

૧ ખોજા સબુર ગુલા. મપારો.

## સીહોર.

૧ કંસારા જીવરાજ કાનજી

## વળા.

૧ ત્રવાડીજેઠાલાલ જયાનદં.

## લીબડી.

૧ ખત્રી છગનલાલ ત્રીકમ.

## તલાજા.

૧ ખોજા અલાદીન મહમદ.
૧ ખોજા હીરજીભાઈ લખમશી

## ભારોલી.

૧ શા. રાઘચંદ હંસરાજ.

## નારી.

૧ જોશી પીતામર મોતી.
૧ જોશી કરશન કેશવજી



મારી બનાવેલી ચોપડીઓ ભાવનગરમાં ની-
ચેને શીરનામે રોકડી કીંમતે વેચાથી મળશે.
૧ પ્રતાપસિંહ રાઠોડ અને રૂપસુદરી નાટક.રૂ૦—૬—૦
૨ મીસ્તર ફુલણજીનો રમુજી ફારસ.....રૂ૦—૪—૦
૩ બાસુદીપુરીનો રમુજી ફારસ.........રૂ૦—૨—૦

ઝાલા નાગભાઈની ડેલી પાસે ખુરેસી રેહેમાન
રાયમલ પાસેથી મળશે.

વોહોરાશેરીમાં શેઠના ડેલામાં શા. તારાચંદ
પાનાચંદ અગીયાળીવાળા પાસેથી ધીનેકાંટે—ત્રવાડી
રેવાશંકર હાઉજીની દુકાનેથી મળશે.

કન્યાશાળાપાસે. વોહોરા અબદુલહુસેન આદ-
મજી પાસેથી આ બુક તેમજ ઉરદુ, અલબી, અં-
ગ્રેજી, ફારશી, ગુજરાતી, સંસકૃત, હીદુસ્તાની વીગે-
રે બુકો ઘણીજ કીફાયત ભાવે મળશે. તેમજ
હમણા અમારી તરફથી રામરક્ષા શટીક તથા
નારણ કાવ્ય શટીક. તથા મહીન સટીક. તથા કા-
ઠીયાવાડની ભૂગોળ તથા હીદુસ્તાનની ભૂગોળ. પૃ-
થુરાજ રાઠોડ. તથા રાશલીલા નાડક વીગેરે હ-
મણાજ છપાઈ બહાર પડી છે વાસ્તે જોઈએ તે-
ણે મંગાવી લેવી. શામટી રાખનારને ઘણુજ સારૂ
કમીશન આપવામ આવશે.

(સહી) અબદુલહુસેન આદમજી.

ઘોઘાના દરવાજા પાસે. મોદી મગનલાલ જે-
ચંદ પાસેથી આ બુક તેમજ બીજા બધા પુસ્તકો
કીફાયત ભાવે મળશે.

**લી० ઠકર ભીકમજી વીઠલદાશ.**
**ખુસ્કી જગાતના હેડકલાર્ક.**
**ઠેકાણું. બાવાજી કલ્યાણદાશના ડેલામાં**
**ભાવનગર.**